## રાષ્ટ્રભાષા શીખનારને

## ઉપયોગી પુસ્તકો

## ઉર્દૂ લિપિ શિક્ષિકા

રોજ અડધો કલાક આપતાં એક પખવાડિયાની અંદર જાતે ઉર્દૂ લિપિ શીખી શકાય એવી ઢબથી આ ચોપડી તૈયાર થઈ છે. આખું ભાગનું પુસ્તક વાંચવાના શબ્દો તથા પાઠોથી ભરેલું છે અને તે ઉર્દૂ લિપિમાં છે. એટલે ભણનાર પોતાની મેળે આ ચોપડી વાપરી શકે છે, એમ અનુભવે સિદ્ધ થયેલું છે.

કિં. રૂ. ૦–૧૦–૦, ટપાલરવાનગી ૦–૨–૦

## હિંદુસ્તાની ગુજરાતી કોશ

**સંપા૦ મગનભાઈ દેસાઈ**

આમાં શબ્દો નાગરી તેમ જ ઉર્દૂ બંને લિપિમાં આપવામાં આવ્યા છે અને અર્થ ગુજરાતીમાં આપવામાં આવ્યા છે. કુલ શબ્દસંખ્યા ૧૬૦૦૦ છે. હિંદુસ્તાનીના અભ્યાસીની એક મોટી જરૂરિયાત આ કોશ પૂરી પાડે છે.

કિં. રૂ. ૪–૦–૦, ટપાલખર્ચ ૦–૬–૦

## હિંદુસ્તાની વ્યાકરણ પ્રવેશ

**નગીનદાસ પારેખ : ઉંમરાજ જૈન**

આમાં પહેલા ખંડમાં હિંદુસ્તાની શીખનારને તેના અભ્યાસ અંગે માર્ગદર્શન અને સૂચનાઓ છે, તથા બીજા ખંડમાં રૂપાખ્યાનો આપેલાં છે.

કિં. રૂ. ૦–૬–૦, ટપાલખર્ચ ૦–૧–૦

# પ્રકાશકનું નિવેદન

આમજનતાની માહિતી તેમ જ કેળવણીને માટે અખિલ હિંદ મહાસભા સમિતિ તરફથી ૧૯૩૭ની સાલ દરમિયાન કેટલાક રાજદ્વારી તેમ જ આર્થિક મુદ્દાઓ પર નાના નાના નિબંધો પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા. એમાંના રાષ્ટ્રભાષા વિષે લખેલા પંડિત જવાહરલાલ નેહરુના નિબંધનો આ તરજુમો છે.

એ પછી બાર વરસ રહીને એ જ વિષય પર એ જ નામથી જે લેખ એમણે તાજેતરમાં લખ્યો છે તેનો તરજુમો આની સાથે પરિશિષ્ટ તરીકે જોડવામાં આવ્યો છે.

રાષ્ટ્રભાષાનો પ્રશ્ન અનેક જાતના વાદાવાદનો વિષય બન્યો છે. એ હજી અટક્યા નથી. છતાં એ સવાલ પર ગમે તે એક નિર્ણય કર્યા વિનાયે છૂટકો નથી. અને બંધારણસભા એ નિર્ણય હવે કરવાની તૈયારીમાં છે. એ વખતે આ વિષયમાં પંડિત નેહરુ જેવા અધિકારી પુરુષ શું માને છે તે ગુજરાતી જનતાની આગળ રજૂ કરવાની તક અમે લીધી છે.

પંડિતજીએ પોતાનો નિબંધ પ્રથમ લખ્યો તે પછીનાં બાર વર્ષના ગાળામાં આપણા દેશમાં અનેક પરિવર્તનો થયાં. છતાં એ દરમિયાન આ મહત્ત્વના સવાલ પર તેમના વિચારોમાં ઝાઝું પરિવર્તન થયું નથી એ તરફ અમે વાચકોનું લક્ષ ખેંચીએ છીએ. એનો અર્થ એ કે, રાષ્ટ્રના ઘડતરના આ મહત્ત્વના સવાલને અંગે પહેલેથી જ પંડિતજી વ્યાપક તેમ જ કોઈ પણ પ્રકારના રાગદ્વેષ વિનાની દૃષ્ટિ રાખીને વિચાર કરતા આવ્યા છે. એમની એ વિચારણા આ સવાલને વિષે ગુજરાતની પ્રજાને વિચાર તેમ જ નિર્ણય કરવામાં મદદરૂપ થશે.

ઉચ્ચ શિક્ષણના માધ્યમ વિષે ગુજરાતમાં હમણાં વાદાવાદ શરૂ થયો છે તેને અંગે પણ પંડિતજીએ આજથી બાર વર્ષ પૂર્વે પ્રગટ કરેલા વિચારો સ્પષ્ટ જાણવાના મળે છે, તે તરફ પણ વાચકોનું અમે ધ્યાન ખેંચીએ છીએ.

અને પંડિતજીના આ વિચારો પ્રગટ કરતી વખતે ગાંધીજીએ લખેલી ટૂંકી નોંધ આ પુસ્તકની પ્રસ્તાવના તરીકે જોડી છે, તે પણ વાચકે જોવી જોઈએ. ગાંધીજી કહે છે કે, 'એકંદરે તેનું સમર્થન કરવામાં મને લગારે સંકોચ થતો નથી.'

આ નિબંધનો ગુજરાતી તરજુમો કરવાને પરવાનગી માગેલી તેના જવાબમાં પંડિતજીએ જણાવેલું કે એનો હિંદીમાં એક તરજુમો પ્રસિદ્ધ થયો છે છતાં તમે બીજો કરો તેથી કશું નુકસાન નથી, ફાયદો જ થશે. એ સૂચનાને અનુસરીને થોડા વખત પછી આ નિબંધનો હિંદુસ્તાની અનુવાદ પ્રગટ કરવાનો અમારો ઇરાદો છે.

અંતમાં આ પુસ્તકના અનુવાદ વિષે બે વાત કહેવી જોઈએ. શ્રી નગીનદાસ પારેખ નવજીવન સંસ્થામાં કાર્ય કરતા હતા ત્યારે તેમણે એ કરેલો. તે પછી તેને અત્યારે પ્રગટ કરતી વખતે સુધારી છેવટનું પરિશિષ્ટ કાર્યાલય તરફથી અનુવાદ કરીને ઉમેરવામાં આવ્યું છે.

અમદાવાદ, ૧૧-૪-'૪૯

# પ્રસ્તાવના

ભાષાના પ્રશ્ન ઉપરનો જવાહરલાલ નેહરુનો નિબંધ હું ખૂબ કાળજીપૂર્વક વાંચી ગયો છું. હમણાં હમણાં એ પ્રશ્ને કમનસીબે વાદાવાદનું રૂપ લીધું છે. ખરું જોતાં એને આવું બેહૂદું રૂપ આપવાનું કશું સંગીન કારણ નથી. એ ગમે તેમ હો, આખા પ્રશ્નનું રાષ્ટ્રની અને શુદ્ધ કેળવણીની દૃષ્ટિએ સાચું સ્પષ્ટીકરણ કરવામાં જવાહરલાલનો નિબંધ કીમતી થઈ પડશે. તેમની રચનાત્મક સૂચનાઓનો લાગતા-વળગતાઓ બહોળા પાયા ઉપર સ્વીકાર કરશે તો કોમી સ્વરૂપ પામેલા આ ઝઘડાનો અંત આવી જશે. એ સૂચનાઓ વિગતવાર અને ઘણી ડહાપણભરેલી છે અને એકંદરે તેનું સમર્થન કરવામાં મને લગારે સંકોચ થતો નથી.

ચાલતી ગાડીએ
ઑગસ્ટ ૩ ૧૯૩૭

મો૦ ક૦ ગાંધી

# અનુક્રમણિકા

# ૧
# પ્રજાની ભાષાનું મહત્ત્વ

હમણાં થોડા મહિના થયાં આપણે ત્યાં હિંદી અને ઉર્દૂ વિષેનો જૂનો વાદાવાદ પાછો ચાલુ થયો છે અને તેમાં સામસામા જાતજાતના આક્ષેપો કરવામાં આવ્યા છે. જે વિષય ખાસ કરીને શાંત અને વિદ્વત્તા-ભરી તેમ જ શાસ્ત્રીય ચર્ચાને લાયક છે તેને બજારુ વહેવારની કક્ષાએ ઉતારી પાડી તેમાં કોમી ઝનૂન ઉમેરવામાં આવ્યું છે. એનું અનિવાર્ય પરિણામ એવું આવ્યું છે કે, વાદાવાદે ચડેલા પક્ષકારોમાંના ઘણાને વિદ્વત્તા કે શુદ્ધ ભાષાપ્રેમ સાથે કશો સંબંધ નથી; તેમને મુખ્યત્વે કરીને સરકારી હુકમો અને અદાલતની રસમો સાથે જ નિસ્બત છે. જેઓ ભાષાને સંસ્કૃતિનું, શબ્દો અને શબ્દપ્રયોગોની ગૂંથણીમાં પકડાતા નિરાકાર વિચારનું, સ્થિર થયેલા ભાવોનું, અર્થના સૂક્ષ્મ ભેદોનું, શબ્દોના સંગીત અને લયનું, બોલીના શબ્દોના ઇતિહાસ અને સંસર્ગજન્ય સંસ્કારોનું તેમ જ જીવનનાં બધાં પાસાંઓના મૂર્ત ચિત્રનું સ્વરૂપ માનીને અને એથીય બીજાં વધારે કારણોને લઈને એના પર પ્રેમ રાખે છે તેઓ આ ગ્રામ્ય ચર્ચા જોઈને તેનાથી દૂર રહ્યા છે.

અને તેમ છતાં આપણે એ ચર્ચાથી દૂર રહી શકીએ એમ નથી અથવા તેની ઉપેક્ષા પણ કરી શકીએ એમ નથી, કારણ, ભાષાનો સવાલ આપણે માટે એક મહત્ત્વનો સવાલ છે. હિંદુસ્તાનમાં સેંકડો ભાષાઓનો શંભુમેળો છે એવો જે પોકાર બેખબર લોકો ઉઠાવે છે તેને કારણે જોકે આ સવાલને મહત્ત્વ પ્રાપ્ત થતું નથી; જે કોઈ પોતાની આસપાસ ધ્યાનપૂર્વક નજર નાખે તેને માલૂમ પડે એમ છે કે હિંદુસ્તાનના વિશાળ વિસ્તારનો વિચાર કરીએ તો તેમાં ભાષાઓ એટલી ઓછી છે કે નવાઈ લાગે; અને વળી જે છે તે બધી પરસ્પર ગાઢ સંબંધથી જોડાયેલી છે. ઉપરાંત, હિંદુસ્તાનમાં એક પ્રધાન અને

બહોળો ફેલાવો પામેલી ભાષા પણ છે, જે તેનાં જુદાં જુદાં સ્વરૂપોને લેખામાં લેતાં વિશાળ પ્રદેશમાં ફેલાયેલી છે અને જેને બોલનારાઓની સંખ્યાનું લેખું કરોડોથી માંડી શકાય એમ છે. તેમ છતાં સવાલ ઊભો જ રહે છે અને આપણે તેનો હિંમતથી ઉકેલ કાઢવાનો છે.

આ ઘડીએ આપણે એનાં કોમી અને રાજકીય પરિણામોને દૃષ્ટિમાં રાખીને એનો ઉકેલ વિચારવાનો છે, પણ આ સવાલનું એ ક્ષણિક રૂપ હોઈ કાળે કરીને શમી જશે. છતાં ખરી ગૂંચ ઊભી રહેશે; સાર્વજનિક લોકશિક્ષણ અને પ્રજાના સાંસ્કારિક વિકાસની યોજનામાં આપણે કઈ નીતિ અખત્યાર કરીશું? આપણા વારસાનું સમૃદ્ધ વૈવિધ્ય સાચવી રાખીને આપણે હિંદની એકતાને શી રીતે દૃઢ કરીશું?

ભાષાનો પ્રશ્ન દરેક પ્રજા માટે હમેશાં ભારે મહત્ત્વનો હોય છે. આજથી લગભગ બરાબર ત્રણસો વર્ષ પહેલાં મિલ્ટને ફ્લૉરેન્સથી એક મિત્રને લખતાં આ વાત ઉપર ભાર દીધો હતો અને જણાવ્યું હતું: "તેમ જ કોઈ પ્રજા પાસે જે ભાષા છે તે શુદ્ધ છે કે અપભ્રષ્ટ અને તે બોલવામાં સામાન્ય ધોરણે તેઓ કેટલે અંશે ચોખ્ખાઈ જાળવે છે, એ પણ ઓછા મહત્ત્વની વાત ન ગણાવી જોઈએ. . . . કારણ, જો કોઈ દેશના શબ્દો સ્વભાવે જ અમુક અંશે બેડોળ અને જુગુપ્સાકારક હોય, અમુક અંશે વપરાશથી અધમ અર્થને પામેલા તેમ જ ભ્રષ્ટ રીતે ઉચ્ચારાતા હોય તો તે ઉપરથી એવું સ્પષ્ટપણે સૂચિત થાય છે કે તે દેશના વતનીઓ પ્રમાદી અને આળસમાં પડ્યા પડ્યા બગાસાં ખાનારા લોકો છે અને તેઓનાં મન ક્યારનાં ગમે તેની ગુલામી માટે તૈયાર થઈ ગયેલાં છે. એથી ઊલટું, આપણે કદી કોઈ પણ સામ્રાજ્ય કે રાજ્ય વિષે એવું સાંભળ્યું નથી કે જ્યાં સુધી તેણે પોતાની ભાષા પ્રત્યેની પ્રીતિ અને કાળજી ચાલુ રાખી હોય ત્યાં સુધી કંઈ નહીં તો મધ્યમસરની જાહોજલાલી તેણે ન ભોગવી હોય."

## ૨

# ભાષાના વિકાસનું રહસ્ય

જીવતી ભાષા ચેતનથી ધબકતી અને પ્રાણવાન વસ્તુ હોય છે, તે સદા બદલાતી અને વિકાસ પામતી રહે છે અને તેને બોલનાર તેમ જ લખનાર લોકોનું પ્રતિબિંબ પાડતી રહે છે. એનું ઉપરનું ચણુતર મૂઠીભર માણસોની સંસ્કારિતાને વ્યક્ત કરતું હોય છતાં એનો પાયો આમજનતામાં હોય છે. તો પછી ઠરાવોથી કે ઉપરથી કાઢવામાં આવેલા હુકમોથી આપણે એને મન ફાવે એમ શી રીતે બદલી શકીએ? છતાં હું જોઉં છું કે લોકોમાં એવો ખ્યાલ પ્રચલિત છે કે આપણે ઇચ્છીએ તો ભાષાને અમુક રીતે વિકસવાની ફરજ પાડી શકીએ. વાત સાચી છે કે આજની પરિસ્થિતિમાં છાપાં, છાપેલાં પુસ્તકો, સિનેમા અને રેડિયો દ્વારા લોકશિક્ષણ અને લોકપ્રચાર બહોળા પાયા ઉપર થઈ રહ્યાં છે ત્યારે ભાષાને બદલવાનું કામ ભૂતકાળ કરતાં પ્રમાણમાં સહેલું થઈ ગયું છે. છતાં એ ફેરફાર તે ભાષા વાપરનારા લોકોમાં ઝપાટાભેર થઈ રહેલા પલટાનું જ પ્રતિબિંબ હોય છે. કોઈ ભાષા લોકો સાથેનો સંપર્ક ખોઈ બેસે તો તે પોતાની પ્રાણશક્તિ ખોઈ બેસે છે અને જીવન, બળ તેમ જ આનંદ આપનાર વસ્તુ રહેવાને બદલે કૃત્રિમ અને નિષ્પ્રાણ વસ્તુ બની જાય છે. કોઈ પણ ભાષાને બળે બળે અમુક જ રીતે વિકસાવવાનો પ્રયત્ન કરવા જતાં તે વિકૃત બની જવાનો તથા તેનો આત્મા કચડાઈ જવાનો સંભવ રહે છે.

૩

# રાજ્યની નીતિ

ભાષાની બાબતમાં રાજ્યની નીતિ શી હોવી જોઈએ? મૂળભૂત હકો વિષેના ઠરાવમાં કૉંગ્રેસે આ વાત ટૂંકમાં પણ સ્પષ્ટ અને ચોક્કસ રીતે જણાવેલી છે: "લઘુમતીઓની તેમ જ જુદા જુદા ભાષાવાર વિભાગોની સંસ્કૃતિ, ભાષા અને લિપિને સંરક્ષણ આપવામાં આવશે." આ જાહેરાતથી કૉંગ્રેસ બંધાયેલી છે અને કોઈ પણ લઘુમતી કે ભાષાવાર વિભાગને આથી વધારે બાંયધરીની જરૂર ન હોય. વળી, કૉંગ્રેસે પોતાના બંધારણમાં તથા અનેક ઠરાવોમાં જણાવેલું છે કે દેશની રાષ્ટ્રભાષા હિંદુસ્તાની હોવી જોઈએ, પણ તે તે પ્રદેશોમાં ત્યાંની પ્રાંતિક ભાષા જ સર્વોપરી રહેવી જોઈએ. ઠરાવ કરવાથી ભાષા પ્રજાને માથે લાદી શકાતી નથી અને રાષ્ટ્રભાષા વિકસાવવાની તેમ જ આપણું ઘણુંખરું કામ પ્રાંતિક ભાષાઓમાં ચલાવવાની કૉંગ્રેસની ઇચ્છા આજની પરિસ્થિતિ અને સંજોગોની જરૂરિયાત સાથે બંધબેસતી નહીં હોય તો તે કેવળ મોઢેથી બોલી બતાવેલી ઇચ્છા સમી બની રહેશે અને લોકો તે ઇચ્છાની ઉપેક્ષા કરશે. આમ આપણે એ જોવાનું છે કે એ ઇચ્છાઓ આજના સંજોગો સાથે કેટલે અંશે બંધબેસતી આવે છે.

## ૪

# પ્રાંતિક ભાષાઓ

બેખબર લોકો ઘણી વાર કહે છે તેમ આપણી મહાન પ્રાંતિક ભાષાઓ સાહિત્ય વગરની પ્રાદેશિક બોલીઓ નથી. એ બધી પ્રાચીન ભાષાઓ છે અને સમૃદ્ધ વારસો ધરાવે છે. એમાંની એકેએક ભાષા બોલનારાઓની સંખ્યા લાખોની બલ્કે કરોડોની છે અને એમાંની એકેએક ભાષા આમજનતાનાં તેમ જ ઉપલા વર્ગોનાં જીવન, સંસ્કૃતિ અને વિચારધારાઓ સાથે અતૂટપણે સંકળાયેલી છે. એ એક સ્વતઃસિદ્ધ સિદ્ધાંત છે કે આમજનતાની કેળવણીનો અને સંસ્કૃતિનો વિકાસ તેની સ્વભાષા મારફતે જ થઈ શકે. એટલે આપણે પ્રાંતિક ભાષાઓને મહત્ત્વ આપીએ અને તેમની મારફતે આપણું ઘણુંખરું કામ ચલાવીએ એ અનિવાર્ય છે. બીજી કોઈ પણ ભાષા વાપરીએ તો તેનું પરિણામ એવું આવશે કે મૂઠીભર કેળવાયેલા માણસો આમજનતાથી અલગ પડી જવાના અને પ્રજાનો વિકાસ રૂંધાવાનો. જ્યારથી કૉંગ્રેસે પોતાના કામકાજમાં આ પ્રાંતિક ભાષાઓનો ઉપયોગ કરવા માંડ્યો ત્યારથી લોકો સાથેનો આપણો સંપર્ક ઝપાટાભેર વધ્યો છે અને આખા દેશમાં કૉંગ્રેસની પ્રતિષ્ઠા પણ વધી છે. કૉંગ્રેસનો સંદેશ દૂરમાં દૂરને ગામડે પણ પહોંચી ગયો છે અને લોકોની રાજકીય જાગૃતિ પણ વધી છે. આથી કરીને આપણી કેળવણીની વ્યવસ્થા તથા જાહેર પ્રવૃત્તિઓ પ્રાંતિક ભાષાઓના પાયા ઉપર રચાવી જોઈએ.

આ પ્રાંતિક ભાષાઓ કઈ કઈ છે? બેશક, હિંદુસ્તાની તો ખરી જ; હિંદી અને ઉર્દૂ એ તેનાં બંને સ્વરૂપો અને તેની જુદી જુદી બોલીઓનો એમાં સમાવેશ થઈ જાય છે. પછી બંગાળી, મરાઠી અને ગુજરાતી આવે છે. એ બધી હિંદીની બહેનો છે અને તેને ઘણી મળતી આવે છે. દક્ષિણમાં તામિલ, તેલુગુ, કન્નડ અને મલયાળી

છે. એ ઉપરાંત ઊડિયા, આસામી અને સિંધી તથા પંજાબી તેમ જ વાયવ્ય સરહદ પ્રાંતમાં પુસ્તુ છે. આખા હિંદુસ્તાનમાં આ બારેક ભાષાઓ પ્રચલિત છે; એ બધીમાં હિંદુસ્તાની વધુમાં વધુ ફેલાયેલી છે અને અમુક અંશે અખિલ હિંદનાં લક્ષણો ધરાવવાનો પણ એનો દાવો છે.

## ૫

## અંગ્રેજી અને હિંદુસ્તાની

પ્રાંતિક ભાષાઓના ક્ષેત્ર ઉપર લેશ પણ આક્રમણ કર્યા વિના આપણી પાસે અખિલ હિંદ વહેવાર માટે એક સામાન્ય ભાષા હોવી જોઈએ. કેટલાક લોકો માને છે કે અંગ્રેજી ભાષા એ કામમાં આવી શકે અને ઉપલા વર્ગો માટે તેમ જ આખા હિંદનાં રાજકીય કામો માટે અંગ્રેજીએ કેટલેક અંશે એવું કામ આપ્યું છે પણ ખરું. પણ આપણે આમજનતાનો વિચાર કરીએ તો આ વાત દેખીતી રીતે જ અશક્ય છે. આપણે કરોડો માણસોને બિલકુલ પરદેશી ભાષામાં કેળવણી નહીં આપી શકીએ. અંગ્રેજી ભાષા સાથેના આપણા ભૂતકાળના સંબંધોને કારણે તેમ જ દુનિયામાં આજે એણે જે મહત્ત્વ પ્રાપ્ત કર્યું છે તેને કારણે આપણે માટે એ એક મહત્ત્વની ભાષા રહેવાની. બહારની દુનિયા સાથેના વહેવાર માટે એ આપણી મુખ્ય ભાષા રહેશે; જોકે હું એવી આશા રાખું છું કે એ કામ માટે પણ એ એક જ ભાષા નહીં રહે. મારો અભિપ્રાય એવો છે કે આપણે ફ્રેંચ, જર્મન, રશિયન, સ્પૅનિશ, ઇટાલિયન, ચીની અને જાપાની જેવી બીજી પરદેશી ભાષાઓ શીખવી જોઈએ. પણ જેને કરોડો માણસો જાણતા હોય એવી અખિલ હિંદની ભાષા અંગ્રેજી ન થઈ શકે.

એક હિંદુસ્તાની જ અખિલ હિંદની રાષ્ટ્રભાષા થઈ શકે એમ છે. આજે પણ બાર કરોડ માણસો એ બોલે છે અને બીજા કરોડો માણસો ઓછેવત્તે અંશે સમજી શકે છે. જેમને એ આજે બિલકુલ

આવડતી નથી તેઓ પણ કોઈ પરદેશી ભાષા કરતાં એ ખૂબ સહેલાઈથી શીખી શકે એમ છે. હિંદુસ્તાનની બધી ભાષાઓમાં ઘણા શબ્દો સમાન છે; પણ તેથીયે વધુ મહત્ત્વની વાત તો એ છે કે એ ભાષાઓની સાંસ્કૃતિક ભૂમિકા સમાન છે, વિચારધારા સરખી છે અને પરસ્પર ભાષાગત સંબંધો અને સામ્યો ઘણાં છે. આથી કરીને પોતાની નહીં એવી હિંદની કોઈ બીજી ભાષા શીખી લેવી કોઈ પણ હિંદીને માટે પ્રમાણમાં સહેલું હોય છે.

## ૬

# હિંદુસ્તાની અને લિપિનો સવાલ

હિંદુસ્તાની એટલે? સામાન્ય રીતે આપણે કહીએ છીએ કે બંને લિપિમાં લખાતી અને બોલાતી હિંદી અને ઉર્દૂ બંનેનો એમાં સમાવેશ થઈ જાય છે; અને આપણે એ બેની વચ્ચેનું કોઈ સુભગ સ્વરૂપ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરીએ છીએ તેમ જ આપણી એ કલ્પનાની ભાષાને હિંદુસ્તાની કહીએ છીએ. કોઈ પણ જાતના વાસ્તવિક પાયા વગરની એ એક કલ્પના જ છે કે કંઈક વધારે છે?

ઉત્તર અને મધ્ય હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં બોલાતી અને લખાતી હિંદુસ્તાનીમાં ઘણા ભેદ હોય છે. તેમાં અનેક સ્થાનિક બોલીઓ ઊભી થઈ છે. પણ કેળવણીના અભાવનું એ એક અનિવાર્ય પરિણામ છે અને લોકોમાં શિક્ષણનો પ્રચાર થશે તેની સાથોસાથ આ બોલીઓ લોપ પામતી જશે અને ભાષામાં અમુક અંશે એક ધોરણ આવવા માંડશે.

એ પછી લિપિનો સવાલ આવે છે. દેવનાગરી અને ઉર્દૂ લિપિ એકબીજીથી તદ્દન ભિન્ન છે અને તેમાંની કોઈ પણ એક બીજીને પોતામાં સમાવી લે એવો લેશ પણ સંભવ નથી. તેથી આપણે ડહાપણથી એવું નક્કી કર્યું છે કે, બંનેને પૂરેપૂરો અવકાશ

આપવો. જેમને બંને લિપિઓ શીખવાની છે, તેમને માથે આ વધારાનો બોજો છે અને એને કારણે અલગપણાની ભાવનાને પણ કેટલેક અંશે ઉત્તેજન મળશે. તેમ છતાં આપણે એ ઊણપો ને ખામીઓ નિભાવી લીધા વગર છૂટકો નથી. એ બંને લિપિઓ આપણી ભાષાના બંધારણનો અંશ છે અને તેમની આસપાસ તે તે લિપિનું ખાસ સાહિત્ય પેદા થયું છે એટલું જ નહીં, ભાવનાની દીવાલ પણ ખડી થઈ છે અને તે સંગીન અને હઠાવી ન શકાય એવી છે. દૂરના ભવિષ્યમાં શું થશે એની મને ખબર નથી પણ આજે બંને લિપિ રાખ્યા વગર ચાલે એમ નથી.

ભાષાને લગતી આપણી કેટલીક મુશ્કેલીઓના ઉકેલ તરીકે રોમન લિપિની હિમાયત કરવામાં આવે છે. ઝપાટાબંધ કામ કરવાની દૃષ્ટિએ એ હિંદી કે ઉર્દૂ બન્નેના કરતાં બેશક વધુ કારગત નીવડે એવી છે. ટાઇપરાઇટર, ડુપ્લીકેટર અને એવી બીજી યાંત્રિક યુક્તિઓના જમાનામાં રોમન લિપિ હિંદની લિપિઓ ઉપર કેટલીક બાબતોમાં સરસાઈ ભોગવે છે કારણ કે હિંદની લિપિઓ એ નવી શોધોનો પૂરો લાભ ઉઠાવી શકતી નથી. પણ એ ગેરલાભો છતાં હું નથી માનતો કે રોમન લિપિ દેવનાગરી કે ઉર્દૂનું સ્થાન લે એવો લેશ પણ સંભવ હોય. લાગણીની દીવાલ તો છે જ અને રોમન લિપિ આપણા પરદેશી રાજકર્તાઓ સાથે સંકળાયેલી છે એ વાતથી તે વધારે મજબૂત બને છે. પણ તેને જતી કરવાનાં બીજાં પણ સંગીન કારણો છે. લિપિઓ આપણાં સાહિત્યનાં અત્યાવશ્યક અંગો છે; તેમના વગર આપણા પ્રાચીન વારસા સાથેનો આપણો સંબંધ મોટે ભાગે તૂટી જાય.

તેમ છતાં આપણી લિપિઓમાં કેટલાક સુધારા કરી શકાય. આજે આપણી પાસે નાગરી અને ઉર્દૂ ઉપરાંત બંગાળી, મરાઠી અને ગુજરાતી લિપિઓ છે. એ ત્રણે દેવનાગરીને ખૂબ મળતી આવે છે. એ ચાર ભાષાઓ માટે એક સામાન્ય લિપિ યોજવાનું કામ મુશ્કેલ નથી. એ લિપિ આજે લખાતી દેવનાગરી જ હોવી જોઈએ એવું કંઈ નથી પણ તેને જરા સુધારી લેવી જોઈએ. હિંદી,

બંગાળી, મરાઠી અને ગુજરાતી માટે એક લિપિ યોજવામાં આવે તો તે એક ચોક્કસ લાભરૂપ થાય અને તેને લીધે એ ચારે ભાષાઓ એકબીજાની ઘણી નજીક આવે.

દક્ષિણની દ્રવિડ ભાષાઓની લિપિઓ કેટલે અંશે ઉત્તર હિંદની કોઈ લિપિ સાથે બંધબેસતી થઈ શકશે અથવા એ ભાષાઓ પોતાને માટે એક સામાન્ય લિપિ ઉપજાવી શકશે કે નહીં એની મને ખબર નથી. જેમણે આ વિષયનો અભ્યાસ કર્યો હોય તેમણે આ મુદ્દા ઉપર આપણને માહિતી આપવી જોઈએ.

ઉર્દૂ લિપિ તો છે એવી જ રહેશે, જોકે એમાં પણ થોડી સરળતા લાવવાનો પ્રયત્ન થઈ શકે. સિંધી લિપિ એને ખૂબ મળતી આવે છે એટલે તેને એ સહેલાઈથી પોતામાં સમાવી લઈ શકે.

આમ આગળ ઉપર આપણી પાસે બે લિપિ રહેશે: એક બંગાળી–મરાઠી–ગુજરાતીમાંથી બનેલી દેવનાગરી અને બીજી ઉર્દૂ, તથા જરૂર જણાય તો એક દક્ષિણની લિપિ. આમાંની એકેને કચડી મારવાનો પ્રયત્ન થવો ન જોઈએ; સિવાય કે, લાગતાવળગતાઓની સામાન્ય સંમતિથી દક્ષિણની ભાષાઓને ઉત્તરની કોઈ લિપિ સાથે બંધબેસતી કરી શકાય. એ લિપિ નાગરી અથવા થોડી સુધારેલી નાગરી હોવાનો સંભવ છે.

૭

# હિંદી, ઉર્દૂ અને હિંદુસ્તાની

આપણે હિંદુસ્તાનીનો ઉત્તર અને મધ્ય હિંદની સ્વભાષા તરીકે તેમ જ અખિલ હિંદની રાષ્ટ્રભાષા તરીકે એમ બંને રીતે વિચાર કરીએ. આ બંને મુદ્દાઓ ભિન્ન છે અને તેમનો અલગ અલગ વિચાર કરવો જોઈએ.

હિંદી અને ઉર્દૂ હિંદુસ્તાનીનાં બે પ્રધાન સ્વરૂપો છે. દેખીતી રીતે જ તેમનો પાયો એક છે, વ્યાકરણ એક છે અને સામાન્ય વપરાશના પાયાના શબ્દોનું ભંડોળ પણ એક છે. ખરું જોતાં બંને એક જ બુનિયાદી ભાષા છે. છતાં આજે બંને વચ્ચે પુષ્કળ તફાવત છે તેમ જ એવું કહેવાય છે કે હિંદી સંસ્કૃતમાંથી અને ઉર્દૂ કેટલેક અંશે ફારસીમાંથી પ્રેરણા મેળવે છે. હિંદીને હિંદુઓની અને ઉર્દૂને મુસલમાનોની ભાષા ગણવી એ વાહિયાત છે. લિપિને બાદ કરતાં ઉર્દૂ હિંદની ભૂમિની પેદાશ છે અને હિંદની બહાર તેને ક્યાંય સ્થાન નથી. આજે પણ ઉત્તર હિંદના સંખ્યાબંધ હિંદુઓની એ ઘરની ભાષા છે.

હિંદમાં મુસ્લિમ રાજ્યકર્તાઓ આવ્યા તેની સાથે જ સરકારી ભાષા તરીકે ફારસી પણ આવી અને મોગલ સમયના અંત સુધી રાજવહીવટની ભાષા તરીકે ચાલુ રહી. પણ એ આખા ગાળા દરમિયાન ઉત્તર અને મધ્ય હિંદના લોકોની ભાષા હિંદી જ કાયમ રહી. જીવતી ભાષા હોવાને કારણે તેણે અનેક ફારસી શબ્દોને અપનાવી લીધા. ગુજરાતીએ અને મરાઠીએ પણ એમ જ કર્યું. પણ તેથી હિંદી કંઈ હિંદી મટી ન ગઈ, હિંદી જ રહી. શાહી દરબારોની આસપાસ હિંદીનું અત્યંત ફારસીમય સ્વરૂપ ઉદય પામ્યું પણ તેને રેખતા કહેતા હતા. ઉર્દૂ એ નામ મોગલ સમય દરમ્યાન મોગલોની છાવણીમાં વપરાવા માંડ્યું હોય એમ લાગે છે અને એવું માલૂમ પડે છે કે તે હિંદીના સમાનાર્થમાં જ વપરાતું હતું. હિંદીનું અમુક વિશેષ સ્વરૂપ એવો પણ એનો અર્થ થતો નહોતો. ઠેઠ ૧૮૫૭ના

બળવા સુધી લિપિને બાદ કરતાં ઉર્દૂ એટલે હિંદી એવો અર્થ થતો હતો. તે બળવા સુધી અને ત્યાર પછી પણ થોડા સમય સુધી એ ભાષાને સામાન્ય રીતે હિંદી નામે ઓળખવામાં આવતી હતી. હિંદી નામ લિપિને નહીં, પણ ભાષાને માટે વપરાતું હતું અને તેનો અર્થ હિંદની ભાષા એવો થતો હતો. મુસલમાનો સામાન્ય રીતે ઉર્દૂ લિપિમાં લખતા અને ભાષાને હિંદી કહેતા.

ઓગણીસમી સદીના પાછલા ભાગમાં હિંદી અને ઉર્દૂ એ જુદી જુદી ભાષાઓનાં નામ છે એમ ગણાવા માંડ્યું. આ અળગાપણાની ભાવના વધતી ગઈ. કદાચ એ ઉદય પામતી રાષ્ટ્રીય ભાવનાનું પરિણામ હોય. એ ભાવના પહેલી હિંદુઓમાં ઉદય પામી અને તેમણે વધારે શુદ્ધ હિંદી અને દેવનાગરી લિપિ ઉપર ભાર મૂકવા માંડ્યો. ત્યાર પછી થોડા સમય બાદ મોડાં મોડાં મુસ્લિમોએ પણ પોતાની અલગ રાષ્ટ્રીય ભાવના વિકસાવી અને તે મુસ્લિમ રાષ્ટ્રીયતા હતી. તેમણે ઉર્દૂને પોતાનું ખાસ અલગ ક્ષેત્ર માનવાની શરૂઆત કરી. એ બે લિપિઓ વિષે અને તેમને અદાલતમાં અને જાહેર કચેરીઓમાં વાપરવા વિષે વાદાવાદ ચાલ્યો. ભાષામાં અળગાપણાની લાગણી વધતી જતી હતી અને લિપિઓ વિષે વાદાવાદ પેદા થયો એ રાજકીય અને રાષ્ટ્રીય જાગૃતિનું પરિણામ હતું. એ જાગૃતિએ શરૂઆતમાં કોમી સ્વરૂપ ધારણ કર્યું હતું. જેમ જેમ રાષ્ટ્રભાવના શુદ્ધ રાષ્ટ્રીય બનતી ગઈ અને કોમી નહીં પણ આખા હિંદની દૃષ્ટિએ વિચારતી થઈ તેમ તેમ ભાષામાંની આ અળગાપણાની લાગણીને રોકવાની ઇચ્છા બળવાન થતી ચાલી અને બુદ્ધિશાળી લોકો હિંદી ને ઉર્દૂ વચ્ચે રહેલી અનેકાનેક સમાનતાઓ ઉપર ભાર દેવા લાગ્યા. ઉત્તર અને મધ્ય હિંદની સ્વભાષા તરીકે જ નહીં પણ અખિલ હિંદની રાષ્ટ્રભાષા તરીકે સુધ્ધાં હિંદુસ્તાનીનું નામ બોલાવા લાગ્યું. પણ તેમ છતાં કમનસીબે હિંદમાં કોમવાદ હજી બળવાન છે અને અળગાપણાની ભાવના એકતા સ્થાપનારાં બળોની સાથોસાથ હજી ટકી રહી છે. રાષ્ટ્રીય ભાવના પૂરેપૂરી વિકાસ પામશે એટલે આ અળગાપણાની ભાવના નાબૂદ થયા વગર રહેવાની નથી. આ બીના ખ્યાલમાં રાખવાની

જરૂર છે, કારણ, તે સિવાય આ અનિષ્ટનું મૂળ કારણ શું છે તે સમજી શકાય એમ નથી. ભાષામાં અળગાપણાની હિમાયત કરનારને સહેજ ખોતરી જોશો તો માલૂમ પડશે કે તે કોમવાદી છે અને ઘણે ભાગે રાજકીય બાબતોમાં પ્રગતિવિરોધી વિચારસરણી ધરાવે છે.

## ૮

## હિંદી ઉર્દૂ વચ્ચેનો સાચો તફાવત

મોગલ સમય દરમ્યાન હિંદી અને ઉર્દૂ એ બંને શબ્દો લાંબા વખત સુધી એકસરખા અર્થમાં વપરાતા રહ્યા હતા, તેમ છતાં મોગલોની મિશ્ર છાવણીઓની ભાષા માટે ઉર્દૂ શબ્દ વધારે વપરાતો હતો. રાજદરબાર અને છાવણીની આસપાસ અનેક ફારસી શબ્દો પ્રચલિત હતા અને તે ભાષામાં મળી ગયા. આપણે જેમ જેમ દક્ષિણ તરફ મોગલાઈ દરબારી જીવનનાં કેંદ્રોથી દૂર જઈએ છીએ તેમ તેમ ઉર્દૂ વધારે શુદ્ધ હિંદીમાં ભળી જાય છે. રાજદરબારની અસર ગ્રામ પ્રદેશો કરતાં શહેરો ઉપર અને તેમાંયે મધ્ય હિંદનાં શહેરો કરતાં ઉત્તર હિંદનાં શહેરો ઉપર વધારે પડે એ અનિવાર્ય છે.

આ ઉપરથી આપણને હિંદી અને ઉર્દૂ વચ્ચે આજે સાચો તફાવત શો છે તેનો ખ્યાલ આવશે. ઉર્દૂ શહેરોની ભાષા છે અને હિંદી ગામડાંની ભાષા છે. બેશક, હિંદી પણ શહેરોમાં બોલાય છે પણ ઉર્દૂ તો લગભગ સંપૂર્ણપણે શહેરની ભાષા છે. આ રીતે આપણે વિચારીએ તો હિંદી અને ઉર્દૂને એકબીજીની વધુ નજીક લાવવાનો પ્રશ્ન શહેરોને અને ગામડાંને એકબીજાંની વધુ નજીક લાવવાના વ્યાપક પ્રશ્નનું રૂપ ધારણ કરે છે. એ સિવાયના બીજા બધા ઉપાયો ઉપરછલ્લા અને કાયમી અસર વગરના થઈ પડશે. ભાષા બોલનારા લોકો બદલાય છે એટલે જીવવાળા શરીરની પેઠે ભાષાનાં અંગોપાંગો સુધ્ધાં બદલાય છે.

૯

# હિંદી ને ઉર્દૂ વચ્ચેના અંતરનાં કારણ

સામાન્ય ઘરગથ્થુ બોલચાલની હિંદી અને ઉર્દૂ વચ્ચે પરસ્પર ઝાઝો તફાવત નથી, પણ સાહિત્યમાં વપરાતી એ ભાષામાં હમણાં હમણાં હમણાં અંતર વધી ગયું છે. લખાયેલી સાહિત્ય કૃતિઓમાં એ અંતર બહુ મોટું થઈ પડ્યું છે અને તેથી કરીને કેટલાક લોકો એવું માની બેઠા છે કે થોડા દુષ્ટ માણસો આના મૂળમાં છે. એ કલ્પના બેવકૂફી ભરેલી છે, જોકે એવા કેટલાક માણસો છે, જેઓ અળગાપણાની વૃત્તિને વધારવામાં આનંદ લે છે એ વાત નિઃશંક છે. પરંતુ જીવતી ભાષાઓ એ રીતે કામ નથી કરતી તેમ જ મૂઠીભર માણસો તેને પોતાની મરજી પડે તેવું વલણ આપી શકતા નથી. આ દેખાતા અંતરનાં કારણો શોધવા માટે આપણે વધારે ઊંડા ઊતરવાની જરૂર છે.

આ અંતર કમનસીબ બીના હોવા છતાં નરવાપણાનું અને વિકાસનું લક્ષણ છે. લાંબા સમય સુધી બંધિયાર હાલતમાં પડી રહ્યા બાદ હિંદી અને ઉર્દૂ બંને જાગ્રત થઈને આગળ ધપી રહી છે. બન્ને નવા વિચારોને વ્યક્ત કરવા મથી રહી છે અને જૂના ચીલા છોડીને નવાં નવાં સાહિત્યસ્વરૂપો ગ્રહણ કરી રહી છે. આ નવા વિચારો પૂરતું એ બંનેનું શબ્દભંડોળ કંગાળ છે પણ બંને સમૃદ્ધ ખજાનામાંથી પોતપોતાની ભીડ ભાંગી શકે એમ છે. હિંદીને માટે આ ભંડાર સંસ્કૃત અને ઉર્દૂને માટે ફારસી છે અને તેથી આપણે ઘરની કે બજારની સામાન્ય ભાષાના ક્ષેત્રની બહાર જઈએ અને વધુ સૂક્ષ્મ પ્રદેશોમાં દાખલ થઈએ એટલે બંને વચ્ચેનું અંતર વધી જાય છે. સાહિત્યમંડળો, પોતે જે ભાષા વાપરે છે તેની શુદ્ધિને વિષે ખૂબ તકેદારી રાખે છે એટલે તેઓ આ પ્રવૃત્તિને છેલ્લે પાટલે

પહોંચાડે છે અને પછી એકબીજા ઉપર અળગાપણાની વૃત્તિને ઉત્તેજન આપવાનો આક્ષેપ કરે છે. પોતાની આંખમાંનો મોભ કોઈને દેખાતો નથી અને પારકાની આંખમાંની રજ સૌને ખૂંચે છે.

આ બધાનું તાત્કાળિક પરિણામ એવું આવ્યું છે કે હિંદી અને ઉર્દૂ વચ્ચેનું અંતર વધ્યું છે અને કેટલીક વાર તો જાણે એમ લાગે છે કે એ બંને અલગ અલગ ભાષારૂપે વિકસવાને જ સર્જાયેલી છે. આમ છતાં એ ભય વજૂદ વગરનો છે અને ડરવાને કશું કારણ નથી. હિંદી અને ઉર્દૂ બંનેની નસોમાં જે નવું જોમ વહી રહ્યું છે તેને આપણે વધાવી લેવું જોઈએ, પછી ભલે એને લીધે બંને વચ્ચેનું અંતર તત્કાળ પૂરતું વધતું હોય. વિજ્ઞાન, રાજકારણ, અર્થકારણ, વેપાર અને કેટલીક વાર તો સંસ્કૃતિને લગતા નવા વિચારોને સુધ્ધાં યોગ્ય રીતે વ્યક્ત કરવાનું પૂરતું સામર્થ્ય આજે હિંદી કે ઉર્દૂ એકેમાં નથી અને તે બંને આજના સમાજની જરૂરિયાતોને પહોંચી વળવા જેટલી સમૃદ્ધ બનવા માટે તનતોડ અને સફળ પ્રયત્ન કરી રહી છે. બંનેએ એકબીજાની ઈર્ષ્યા શા માટે કરવી જોઈએ? આપણે આપણી ભાષાને બને એટલી સમૃદ્ધ થયેલી જોવા ઇચ્છીએ છીએ અને આપણી પોતાની વિશેષ ભૂમિકા સાથે બંધબેસતા થતા નથી એમ કહીને આપણે હિંદી કે ઉર્દૂ શબ્દોનો બહિષ્કાર કરીશું તો આપણી એ મકસદ બર આવવાની નથી. આપણને એ બંનેની જરૂર છે અને એ બંનેને સ્વીકાર્યા વિના આપણો છૂટકો નથી. આપણે સમજી લેવું જોઈએ કે હિંદીનો વિકાસ એટલે ઉર્દૂનો અને ઉર્દૂનો વિકાસ એટલે હિંદીનો. એ બંનેની એકબીજા પર જબરી અસર પડવાની છે અને એ રીતે બંનેનું શબ્દભંડોળ અને વિચાર-ભંડોળ વધવાનું છે. પણ બંનેએ એકબીજાના શબ્દો અને વિચારો માટે પોતપોતાનાં બારણાં ખુલ્લાં રાખવાં પડશે. ખરેખર, હિંદી અને ઉર્દૂ પરદેશી ભાષાઓમાંથી શબ્દો અને વિચારો ગ્રહણ કરે અને અપનાવી લે એ મને ખૂબ જ ગમે. અંગ્રેજી, ફ્રેંચ કે બીજી કોઈ પરદેશી ભાષાના ખૂબ જાણીતા અને સામાન્યપણે ચાલુ

વપરાશમાં આવેલા શબ્દોને માટે સંસ્કૃત કે ફારસીમાંથી શબ્દો યોજવા બેસવું એ બેહૂદું છે.

મારા મનમાં લગારે શંકા નથી કે હિંદી અને ઉર્દૂએ એકબીજાની નજીક આવ્યા વગર છૂટકો નથી અને તેઓ ભિન્ન ભિન્ન વાઘા સજશે છતાં ખરું જોતાં એક જ ભાષા રહેવાની છે. એ બંનેની એકતા સાધનારાં બળો એટલાં પ્રબળ છે કે થોડી વ્યક્તિઓ તેનો સામનો નહીં કરી શકે. આપણામાં રાષ્ટ્રીય ભાવના મોજૂદ છે તેમ જ એક અખંડ હિંદ માટેની ઝંખના પણ ખૂબ વ્યાપક છે. એનો વિજય થવો જ જોઈએ. એના કરતાં પણ વધુ બળવાન અસર ઝડપી વાહન અને સ્થળાંતરના વહેવારની તેમ જ વિચારવિનિમયની તથા આપણાં રાજકીય અને સામાજિક ક્ષેત્રોમાં થઈ રહેલા ક્રાંતિકારી પલટાની છે. વિશ્વપરિવર્તનનાં ઘૂઘવતાં પૂર જ્યારે આપણી લગોલગ વહી જતાં હોય ત્યારે આપણે આપણા સાંકડા ચીલાઓમાં ભરાઈ નહીં રહી શકીએ. આમજનતામાં કેળવણીનો ફેલાવો થશે ત્યારે તેને લીધે એક ધોરણ અને એકતા પેદા થયા વિના રહેવાની નથી.

## ૧૦

# સંસ્કૃતિ અને ભાષાનો પાયો — આમજનતા

આથી હિંદી અને ઉર્દૂ અલગ અલગ વિકાસ પામે એ બીનાને આપણે વહેમની નજરે જોવાની જરૂર નથી. હિંદીમાં આજે જે નવો જુસ્સો તરવરી રહ્યો છે તેને ઉર્દૂના ઉત્સાહી હિમાયતીએ વધાવી લેવો જોઈએ અને એ જ રીતે હિંદીપ્રેમીએ ઉર્દૂની પ્રગતિ સાધવા મથી રહેલા લોકોની જહેમતની કદર કરવી જોઈએ. આજે એ બંને વર્ગો કદાચ સમાંતર માર્ગે એકબીજાથી કંઈક અલગપણે કામ કરતા હશે પણ અંતે બંને એક થવાના છે. તેમ છતાં અલગપણાની જે ભાવના આજે મોજૂદ છે તેને આપણે સહી લઈએ છીએ તોપણ એ બંને વચ્ચે એકતા સાધવાની પ્રક્રિયામાં આપણે મદદરૂપ થવું જોઈએ. આ એકતાનો પાયો શાના પર રચાવો જોઈએ? બેશક, આમજનતા પર. હિંદી અને ઉર્દૂ વચ્ચે સમાન તત્ત્વ આમજનતાનું હોવું જોઈએ. આપણી આજની મુશ્કેલીઓમાંની ઘણીખરીનું કારણ આમજનતા સાથે સંબંધ ખોઈ બેઠેલી અત્યંત કૃત્રિમ સાહિત્યિક ભાષાઓ છે. લેખકો લખે છે ત્યારે કોને માટે લખે છે? દરેક લેખકના મનમાં જ્ઞાત કે અજ્ઞાત રીતે એક વાચકવર્ગ હોય છે, જેને તે પ્રભાવિત કરવા અથવા પોતાના મતના કરવા મથતો હોય છે. આપણી બહોળી નિરક્ષરતાને કારણે એ વાચકવર્ગ મર્યાદિત છે એ દુ:ખની વાત છે, છતાં જેવો છે તેવો પણ એ વર્ગ પૂરતો મોટો છે અને ઝપાટાભેર વધુ મોટો થશે. હું આ બાબતનો નિષ્ણાત નથી પણ મારા ઉપર એવી છાપ પડેલી છે કે હિંદી કે ઉર્દૂનો સરેરાશ લેખક આજે જે વાચકવર્ગ મોજૂદ છે તેનો સુધ્ધાં લાભ લેવા મથતો નથી. તે પોતે સાહિત્યકારોની જે મંડળીમાં ફરતો હોય છે તેમનો જ વધારે ખ્યાલ રાખે છે અને તેઓ જે ભાષાની પ્રશંસા કરતા થયા હોય છે તે ભાષામાં તેમને જ માટે લખતો હોય છે. તેનો અવાજ કે તેના શબ્દો વિશાળ આમજનતા સુધી પહોંચતા નથી અને

કદી પહોંચે છે તો તેને સમજાતા નથી. પછી હિંદી અને ઉર્દૂ પુસ્તકોનું વેચાણ મર્યાદિત હોય તેમાં શી નવાઈ! હિંદી અને ઉર્દૂમાં ચાલતાં આપણાં છાપાંઓ સુધ્ધાં આ વિશાળ વાચકવર્ગને પહોંચવા પ્રયત્ન કરતાં નથી, કારણ, તે પણ સામાન્યપણે સાહિત્યિક વર્ગોની ભાષા વાપરે છે.

આથી આપણા લેખકોએ આમજનતારૂપી વાચકવર્ગની દૃષ્ટિએ વિચાર કરવાની અને જાણીબૂજીને તેમને માટે લખવાની જરૂર છે. એનું આપોઆપ એવું પરિણામ આવશે કે ભાષા સહેલી બનશે અને ભાષાની પડતીનાં અચૂક ચિહ્નો સમા આડંબરી અને લચ્છાદાર પ્રયોગો અને રચનાઓને બદલે બળ અને વીર્યભર્યા શબ્દો વપરાવા માંડશે. સંસ્કૃતિ અને સાહિત્યિક સિદ્ધિઓ રાજદરબારની નીપજ છે અને તેની જોડમાં જ જોવાનાં મળે એ ખ્યાલ આપણા મગજમાંથી હજી પૂરેપૂરો ગયો નથી. આપણે એ રીતે જ વિચારતા રહીશું તો સંકુચિત વાડાઓમાં ગોંધાઈ રહીશું અને આમજનતાના હૃદય તેમ જ મનમાં પ્રવેશ પામી શકીશું નહીં; સંસ્કૃતિનો પાયો આજે વિશાળ આમજનતા ઉપર રચાવો જોઈએ અને સંસ્કૃતિના એક મૂર્તસ્વરૂપ સમી ભાષાનો પાયો પણ એ જ હોવો ઘટે.

આમજનતા સાથે આવો સંપર્ક સાધવાનું કામ કેવળ સહેલા શબ્દો અને વાક્યપ્રયોગોમાત્રથી થઈ જવાનું નથી. એમાં તો વિચારસરણી અને એના શબ્દો અને વાક્યપ્રયોગોના અર્થોનો પણ વિચાર કરવો પડશે. જે ભાષા આમજનતાને અપીલ કરવા માગતી હોય તેણે આમજનતાના પ્રશ્નોની, તેમનાં સુખદુઃખની, તેમની આશાઓ અને આકાંક્ષાઓની ચર્ચા કરવી પડશે. એ ભાષાએ કેવળ નાના ઉપલા વર્ગના જ નહીં, આખી પ્રજાના જીવનને વ્યક્ત અને પ્રતિબિંબિત કરવું પડશે. એમ થશે તો જ તે પોતાનાં મૂળ ધરતીમાં નાખી શકશે અને તેમાંથી પોષણ મેળવી શકશે.

આ કેવળ હિંદી ઉર્દૂને જ નહીં, હિંદની આપણી બધી ભાષાઓને લાગુ પડે છે. મને ખબર છે કે એ બધી ભાષાઓમાં આ વિચારો વ્યક્ત થઈ રહ્યા છે અને તેઓ વધુ ને વધુ આમ-

જનતા તરફ વળતી જાય છે. આ પ્રક્રિયાને વેગ આપવો જોઈએ અને આપણા લેખકોએ ચાડી ચેતીને તેને ઉત્તેજન આપવાનો પ્રયત્ન કરવો જોઈએ.

પ્રાચીન શિષ્ટ ગ્રંથોના તેમ જ આધુનિક પુસ્તકોના અનુવાદ દ્વારા વિદેશી સાહિત્યો સાથે સંપર્ક સાધવો એ આપણી ભાષાઓ માટે ઈચ્છવા જેવું છે એમ મને લાગે છે. એને લીધે આપણે બીજા દેશોની સાંસ્કૃતિક, સાહિત્યિક અને સામાજિક પ્રવૃત્તિઓના સંબંધમાં આવીશું અને નવા વિચારો દાખલ કરીને આપણી ભાષાઓના સામર્થ્યમાં વૃદ્ધિ કરી શકીશું.

મારો એવો ખ્યાલ છે કે આમજનતા સાથે સંપર્ક સાધવાની બાબતમાં હિંદની બધી ભાષાઓમાં બંગાળી સૌથી આગળ ગયેલી હશે. સાહિત્યિક બંગાળી બંગાળના લોકજીવનથી અલગ કે તેનાથી બહુ દૂર ગયેલી નથી. એકલા એક રવીન્દ્રનાથ ટાગોરની પ્રતિભાએ મૂઠીભર સંસ્કારી લોકો અને આમજનતા વચ્ચે સેતુ બાંધ્યો છે અને આજે તેમનાં સરસ સુંદર ગીતો અને કાવ્યો અદનામાં અદના ઝૂંપડામાં પણ સાંભળવા મળે છે. તેમનાં ગીતો અને કાવ્યોએ બંગાળી સાહિત્યની સમૃદ્ધિમાં વૃદ્ધિ કરી છે એટલું જ નહીં, બંગાળના લોકોના જીવનને પણ સમૃદ્ધ બનાવ્યું છે અને તેમની ભાષાને સાદામાં સાદા શબ્દોમાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ સાહિત્યિક ભાવો વ્યક્ત કરવાનું સમર્થ સાધન બનાવ્યું છે. આપણે ફરમાશથી પ્રતિભાશાળી પુરુષો પેદા નહીં કરી શકીએ પણ આ ઉપરથી આપણે બધા ધડા લઈ શકીએ છીએ અને પોતાનો માર્ગ તે પ્રમાણે નક્કી કરી શકીએ છીએ. આ સંબંધમાં હું ગુજરાતનો પણ ઉલ્લેખ કરવા માગું છું. મને કહેવામાં આવ્યું છે કે ગાંધીજીની સાદી અને સમર્થ ભાષાની આધુનિક ગુજરાતી સાહિત્ય ઉપર ખૂબ અસર પડી છે.

## ૧૧

# હિંદુસ્તાની કેવી હોય

હવે આપણે હિંદુસ્તાનીનો બીજી દૃષ્ટિએ, અખિલ હિંદની રાષ્ટ્રભાષા તરીકે, વિચાર કરીએ. આમ કરતાં આપણે એટલું ખ્યાલમાં રાખવું જોઈશે કે હિંદુસ્તાની આપણી મહાન પ્રાંતીય ભાષાઓની હરીફ નથી અને તેમના ક્ષેત્ર ઉપર એણે આક્રમણ કરવાની વાત જ નથી. અત્યારે આપણે લિપિના પ્રશ્નને બાજુએ રાખીશું, કારણ બંને લિપિઓને પૂર્ણ અવકાશ મળે એ આવશ્યક છે. બેશક, આપણે એવો આગ્રહ નહીં રાખી શકીએ કે દરેકેદરેક જણે બંને લિપિઓ શીખવી જોઈએ: એ જનતા ઉપર અસહ્ય બોજારૂપ થઈ પડશે. રાજ્યે જોકે બંને લિપિઓને ઉત્તેજન આપવું જોઈએ અને સંબંધ ધરાવતા વિદ્યાર્થીઓને અથવા તેમના વાલીઓને એમાંથી પસંદગી કરવા દેવી જોઈએ. એટલે આપણે લિપિને બાજુએ રાખી ભાષાના વસ્તુનો વિચાર કરીએ.

હિંદુસ્તાની હિંદમાં બહોળા પ્રદેશ ઉપર પ્રધાનપણે ફેલાયેલી છે અને તે સિવાય પણ અખિલ હિંદની ભાષા તરીકે એના બીજા કેટલાક લાભો છે. એ શીખવી પ્રમાણમાં સહેલી છે અને લિંગના ગોટાળાને બાદ કરતાં એનું વ્યાકરણ સાદું છે. આપણે એને હજી વધારે સાદું નહીં બનાવી શકીએ?

બુનિયાદી અંગ્રેજીનો પ્રયોગ ખૂબ સફળ થયો છે. આપણે એમાંથી સૂચન લઈ શકીએ. કેટલાક વિદ્વાનોએ, અનેક વર્ષોની મહેનત પછી અંગ્રેજીનું એક સાદું સ્વરૂપ યોજી કાઢયું છે, જે તત્ત્વતઃ અંગ્રેજી જ છે અને અંગ્રેજીથી જુદું પાડી શકાય એમ નથી છતાં શીખવું એટલું સહેલું છે કે નવાઈ લાગે. થોડા સાદા નિયમોને બાદ કરતાં વ્યાકરણ ઊડી જ ગયું છે. બુનિયાદી શબ્દભંડોળ ઘટાડીને લગભગ ૯૮૦ શબ્દો જેટલું રાખવામાં આવેલું છે અને

તેમાંથી વૈજ્ઞાનિક, શાસ્ત્રીય અને વેપારી શબ્દોને બાદ રાખવામાં આવેલા છે. એ આખો શબ્દકોશ અને વ્યાકરણ એક કાગળના તાકા પર લખી કાઢી શકાય એમ છે અને કોઈ પણ બુદ્ધિશાળી માણસ બે કે ત્રણ અઠવાડિયાંમાં તે શીખી લઈ શકે એમ છે. બેશક, નવી ભાષા વાપરવા માટે તેણે મહાવરો રાખવો પડે.

આ પ્રયોગ અને એ પહેલાં એક વિશ્વભાષા યોજવા માટે વોલાપુક, એસ્પરેન્ટો વગેરેના જે અનેક પ્રયત્નો થયેલા છે તેમની વચ્ચે ગોટાળો ન કરવો. એ બધી ભાષાઓ સહેલી હોવા છતાં અત્યંત કૃત્રિમ હતી અને તેમને શીખવામાં વધારાનો બોજો પડતો હતો. તેમાં જીવનની પ્રાણશક્તિ ધબકતી નહોતી અને તેથી એ બધી કદી લોકોની મોટી સંખ્યાની ભાષા ન બની શકી. બુનિયાદી અંગ્રેજી જીવતી ભાષા છે એટલે એ બધી ભાષાઓના લાભો એમાં છે અને આ મોટો ગેરલાભ એમાં નથી. જેઓ બુનિયાદી અંગ્રેજી શીખે છે તેઓને બીજાઓ સાથે વહેવાર માટે એક સાદું અને સમર્થ સાધન મળી જાય છે એટલું જ નહીં, તેઓ શિષ્ટ અંગ્રેજીને ઉંબરે પહોંચી જાય છે અને ઇચ્છે તો તેમાં આગળ વધી શકે છે.

બુનિયાદી અંગ્રેજી વિષેનો મારો ઉત્સાહ જોઈને કદાચ કોઈ પૂછે કે તો પછી તેને જ હિંદની રાષ્ટ્રભાષા શું કામ ન બનાવવી? ના, એ બને જ નહીં, કારણ એ ભાષાની આખી પ્રકૃતિ આપણી પ્રકૃતિથી સદંતર ભિન્ન છે અને એને આખા હિંદની રાષ્ટ્રભાષા તરીકે લાદતાં પહેલાં આપણે હિંદની આખી વસ્તીને ઇંગ્લંડમાં લઈ જઈને વસાવવી પડે! હિંદુસ્તાની આજે હિંદભરમાં ખૂબ ફેલાયેલી છે એટલે બુનિયાદી અંગ્રેજીનો પ્રચાર કરવામાં વહેવારુ મુશ્કેલીઓ પણ હિંદુસ્તાની કરતાં અનેકગણી વધારે આવશે.

પણ મારું એવું માનવું છે કે, જ્યાં આપણે વિદેશી ભાષા તરીકે અંગ્રેજી શીખવીએ—અને એ આપણે બહોળા પાયા ઉપર કરવું પડશે—ત્યાં બુનિયાદી અંગ્રેજી શીખવવી. જેઓ અંગ્રેજીનો વિશેષ અભ્યાસ કરવા માગતા હોય તેમણે જ શિષ્ટ અંગ્રેજી શીખવું.

# ૧૨

# વિજ્ઞાન અને બીજાં શાસ્ત્રોની પરિભાષા

બુનિયાદી અંગ્રેજીને ધોરણે આપણે બુનિયાદી હિંદુસ્તાની યોજી શકીએ ખરા? હું ધારું છું કે આપણા વિદ્વાનો એ દિશામાં પોતાનાં મગજ દોડાવે તો એ સહેલાઈથી થઈ શકે એમ છે. વ્યાકરણ બને એટલું સાદું, નહીં જેવું જ રાખવું. અને તેમ છતાં ભાષાના ચાલુ વ્યાકરણ સાથે તેનો વિરોધ ન હોય. આપણે મુખ્ય વસ્તુ એ ખ્યાલમાં રાખવાની છે કે શાસ્ત્રીય નહીં એવા બધી જાતના વિચારો દર્શાવવા માટે એ બુનિયાદી ભાષા સંપૂર્ણ હોવી જોઈએ અને સાથેસાથ હિંદુસ્તાની ભાષાના વધુ અભ્યાસ માટે તે પહેલા પગલા સમાન હોવી જોઈએ. એનો શબ્દકોશ હજારેક શબ્દનો હોય પણ તે શબ્દો હિંદની ભાષાઓમાં સર્વસામાન્ય હોવાને કારણે ગમે તેમ પસંદ કરેલા નહીં પણ સામાન્ય બોલચાલ અને લખાણને માટે બહારની મદદ વગર ચલાવી શકે એવો સંપૂર્ણ કોશ રચવાની દૃષ્ટિએ ચૂંટેલા હોવા જોઈએ.

આવી બુનિયાદી હિંદુસ્તાની અખિલ હિંદની રાષ્ટ્રભાષા થવી જોઈએ. રાજ્ય સહેજ પ્રયત્ન કરે તો તે દેશભરમાં અત્યંત ઝપાટાભેર ફેલાવો પામશે અને આપણે બધા જે રાષ્ટ્રીય એકતાને ઝંખી રહ્યા છીએ તેની સ્થાપનામાં મદદરૂપ થઈ પડશે. એ હિંદી અને ઉર્દૂને પરસ્પર વધુ નજીક લાવશે અને આખા હિંદમાં ભાષાગત એકતા સ્થાપવામાં પણ મદદરૂપ થઈ પડશે. એ સંગીન અને સર્વ-સામાન્ય પાયા ઉપર જુદાં જુદાં સ્વરૂપો વિકાસ પામે અથવા ભિન્નતાઓ પેદા થાય તોયે તેમાંથી અળગાપણાની ભાવના નહીં પરિણમે. જેઓ પોતાના હિંદુસ્તાનીના જ્ઞાનમાં વધારો કરવા માગતા હશે તેઓ સહેલાઈથી તેમ કરી શકશે, અને જેઓ બુનિયાદી

હિંદુસ્તાનીથી સંતોષ માનશે તેઓ પણ રાષ્ટ્રના વિશાળતર જીવનમાં ભાગ લઈ શકશે.

હું પહેલાં જણાવી ગયો છું કે હિંદી અને ઉર્દૂ અલગ અલગ વિકાસ પામે એ સામે આપણને વાંધો ન હોવો જોઈએ. બંને તરફથી આવતા નવા શબ્દો જે પ્રાણવાન હશે, ચેતનવાળા હશે અને પરિસ્થિતિના બળે આપણે માથે પડ્યા હશે અથવા આમજનતામાંથી આવેલા હશે તો આપણા વારસાને સમૃદ્ધ બનાવશે. પરંતુ કોઈ પણ જાતના સાચા આધાર વગરના કૃત્રિમ શબ્દો બનાવવામાં આવે તેમનું કશું મહત્ત્વ નથી. મોટે ભાગે આપણા રાજકીય, આર્થિક, વૈજ્ઞાનિક અને વેપારી જીવનની રોજ રોજ વધતી જતી જરૂરિયાતોને પહોંચી વળવા માટે આપણે કૃત્રિમ શબ્દો યોજવા પડે છે. એવા શબ્દો રચવામાં આપણે શબ્દો બેવડાઈ ન જાય અને અળગાપણાની ભાવના પેસી ન જાય એની તકેદારી રાખવાની છે. હું માનું છું કે, દુનિયાના ઘણા ભાગોમાં ચલણી સિક્કા જેવા થઈ પડેલા પરદેશી પારિભાષિક શબ્દોને આપણે જેવા ને તેવા ઉપાડી લઈ હિંદુસ્તાનીમાં અપનાવી લેવાની હિંમત દાખવીશું. ખરું પુછાવો તો હિંદુસ્તાનની બધી ભાષાઓ તેને અપનાવી લે એ મને ગમે. એને લીધે આપણા લોકોને હિંદની અને પરદેશોની જુદી જુદી ભાષાઓમાં લખાયેલાં યંત્રો સંબંધી પારિભાષિક અને વૈજ્ઞાનિક પુસ્તકો વાંચવાનું સહેલું થઈ પડશે. આ સિવાયનો બીજો કોઈ પણ માર્ગ આપણે લઈશું તો તેને પરિણામે વિદ્યાર્થીના મગજમાં અંધાધૂંધી અને ગોટાળો ઘર કરી જશે, કારણ, તેણે પુષ્કળ પારિભાષિક શબ્દો સાથે કામ લેવાનું હોય છે અને તેને ઘણી વાર બીજી ભાષાઓમાંનાં મહત્ત્વનાં પુસ્તકો વાંચવાં પડે છે. અલગ અને સ્વતંત્ર વૈજ્ઞાનિક કોશ રચવાનો પ્રયત્ન કરવાથી આપણો વૈજ્ઞાનિક વિકાસ એકલવાયો પડી જશે, રૂંધાશે. વળી એથી શિક્ષકો અને વિદ્યાર્થીઓ ઉપર અસહ્ય બોજો આવી પડશે. દુનિયાના જુદા જુદા દેશોનાં જાહેર જીવન તથા વહેવારો તાણાવાણાની માફક વણાઈને એક અખંડ પટ સમાં બની ગયેલાં છે. આપણા લોકોને માટે એ બધું સમજવાનું અને તેમાં ભાગ લેવાનું તેમ જ

પરદેશીઓ માટે આપણા જાહેર વહેવારો સમજવાનું આપણે બને એટલું સહેલું કરી મૂકવું જોઈએ.

ઘણા પરદેશી શબ્દોને અપનાવી લઈ શકાય અને અપનાવી લેવા જોઈએ, પણ ઘણા પારિભાષિક શબ્દો આપણી પોતાની ભાષામાંથી પણ લેવા પડશે. સામાન્ય ઉપયોગ માટેના આવા શબ્દોની એક યાદી ભાષાના અને વિજ્ઞાનના તદ્વિદો તૈયાર કરે એ ઇચ્છવા જેવું છે. એને લીધે જે વિષયોમાં વિવિધતા અને અસ્પષ્ટતા બિલકુલ ઇષ્ટ નથી તેવા વિષયોમાં એકરૂપતા અને ચોકસાઈ આવશે એટલું જ નહીં, બેહૂદા શબ્દો અને પ્રયોગો વપરાતા અટકશે. વિદેશી શબ્દો અને વાક્યપ્રયોગોમાં રહેલા અર્થની ઝાઝી પરવા રાખ્યા વગર તેમનો શબ્દશઃ અનુવાદ કરવાની આપણા પત્રકાર મિત્રોની હથોટી બેસી ગયેલી છે; પછી એ ખોટા અર્થવાળા શબ્દો ચલણી સિક્કા બની જાય છે અને વિચારનો ગોટાળો પેદા કરે છે. ટ્રેડ યુનિયનનો અનુવાદ કેટલીક વાર વ્યાપાર મંડળ કરવામાં આવે છે. આ અનુવાદ બિલકુલ શબ્દશઃ કરવામાં આવેલો છે છતાં સત્યથી તદ્દન વેગળો છે. પણ આવા અનુવાદનો ઉત્તમોત્તમ નમૂનો તો ઇમ્પીરિયલ પ્રેફરન્સનો છે. એક ઉત્સાહી પત્રકારે એને માટે શાહી પસંદ શબ્દ યોજ્યો હતો !

૧૩

# ભાષાને લગતી રાજ્યની નીતિ

તો પછી ભાષાની બાબતમાં રાજ્યની નીતિ શી હોવી જોઈએ? રાજ્યે પોતાની અદાલતો, કચેરીઓ અને કેળવણીના સંબંધમાં આ સવાલનો નિર્ણય કરવાનો રહે છે.

રાજ્યના વહીવટને અંગે તે તે પ્રાંતની ભાષા ત્યાંની સરકારની ભાષા હોવી જોઈએ. પણ આખા દેશની ભાષા તરીકે હિંદુસ્તાનીને સર્વત્ર સરકારની ભાષા તરીકે સ્વીકારવી જોઈએ અને દેવનાગરી તેમ જ ઉર્દૂ બંનેમાં લખાયેલા દસ્તાવેજો સ્વીકારવા જોઈએ. હિંદુસ્તાની બોલનારા પ્રાંતોમાં બંને લિપિઓને સરકારે મંજૂર રાખવી જોઈએ. એમાંથી કોઈ પણ લિપિમાં અદાલત કે કચેરી પર લખવાની છૂટ હોવી જોઈએ. બીજી લિપિમાં નકલ પૂરી પાડવાનો બોજો અરજદાર ઉપર નહીં નાખવો જોઈએ. કચેરી અથવા અદાલત પ્રસંગોપાત્ત ગમે તે લિપિ વાપરે પણ બધું જ બંને લિપિમાં થવું જોઈએ એવો નિયમ કરવો એ બેહૂદું થશે. કચેરી કે અદાલત જે પ્રદેશમાં આવેલી હશે ત્યાંની જે પ્રધાન લિપિ હશે તે કચેરીની કે અદાલતની પ્રધાન લિપિ રહેશે પણ સરકારી જાહેરાતો બંને લિપિમાં કાઢવી જોઈશે.

રાજ્યની શિક્ષણ-વ્યવસ્થાને એવો નિયમ લાગુ પડવો જોઈએ કે વિદ્યાર્થીને તેની પોતાની ભાષામાં શિક્ષણ મળે. એ રીતે દરેક ભાષાવાર પ્રદેશમાં તે પ્રદેશની ભાષામાં શિક્ષણ આપવું જોઈએ. હું તો એક ડગલું આગળ જાઉં. જ્યાં જ્યાં અમુક ભાષા બોલનાર વિદ્યાર્થીઓની પૂરતી સંખ્યા હોય ત્યાં ત્યાં બીજી ભાષા બોલનાર પ્રદેશમાં રહેતા હોય તોયે તેઓ રાજ્ય પાસે એવી માગણી કરી શકે કે તેમને તેમની પોતાની ભાષામાં ભણાવવાની ખાસ વ્યવસ્થા થવી જોઈએ. બેશક આનો આધાર એવા વિદ્યાર્થીઓ અમુક સ્થળે

સહેલાઈથી મળી શકે એમ હોય એના ઉપર રહેશે તેમ જ એ વાત પ્રાથમિક શિક્ષણને અને કદાચ, વિદ્યાર્થીઓની સંખ્યા પૂરતી મોટી હશે તો માધ્યમિક શિક્ષણને લાગુ પડશે. એ રીતે જોતાં કલકત્તામાં શિક્ષણ બંગાળીમાં અપાશે. પણ ત્યાં સંખ્યાબંધ લોકો એવા છે, જેમની સ્વભાષા હિંદુસ્તાની, તામિલ, તેલુગુ, ગુજરાતી વગેરે છે. આમાંનો એકેએક વર્ગ રાજ્ય પાસે એવી માગણી કરી શકે કે અમારી પ્રાથમિક શાળાઓ અમારી ભાષામાં ચાલવી જોઈએ. માધ્યમિક શિક્ષણને આ કેટલે અંશે લાગુ પડી શકાશે એનો મને ચોક્કસ ખ્યાલ નથી. તેનો આધાર એવા વિદ્યાર્થીઓની સંખ્યા અને બીજી બાબતો ઉપર રહેશે. એ વિદ્યાર્થીઓએ બંગાળી શીખવાની તો રહેશે જ, કારણ તેઓ જે પ્રદેશમાં રહે છે ત્યાંની એ ભાષા છે, પણ એ ઘણેભાગે માધ્યમિક શાળાનાં શરૂઆતનાં વર્ષોમાં અને ત્યાર પછી બની શકશે.

હિંદુસ્તાની બોલનારા પ્રાંતોમાં દેવનાગરી અને ઉર્દૂ બંને લિપિઓ નિશાળમાં શીખવવામાં આવશે અને કઈ શીખવી તેની પસંદગી વિદ્યાર્થી કે તેના વાલી કરશે. પ્રાથમિક શાળાઓમાં એક જ લિપિ વાપરવી જોઈએ પણ બીજી લિપિ શીખી લેવાને માધ્યમિક શાળામાં ઉત્તેજન આપવું જોઈએ.

હિંદુસ્તાની જેની સ્વભાષા નથી એવા પ્રાંતોમાં બુનિયાદી હિંદુસ્તાની માધ્યમિક શાળાઓમાં શીખવવું જોઈએ અને લિપિની પસંદગી વિદ્યાર્થી ઉપર છોડી દેવી જોઈએ.

વિશ્વવિદ્યાલયનું શિક્ષણ તે તે પ્રદેશની ભાષામાં અપાવું જોઈએ અને હિંદુસ્તાની (કોઈ પણ એક લિપિ) અને એક વિદેશી ભાષા ફરજિયાત રાખવી જોઈએ. આ ફરજિયાત ભાષાઓનો નિયમ ઔદ્યોગિક શાળાઓ અને ઉચ્ચ ઔદ્યોગિક અભ્યાસક્રમને લાગુ ન પાડવો જોઈએ. વિદેશી તેમ જ આપણી પ્રાચીન ભાષાઓ શીખવવાની વ્યવસ્થા માધ્યમિક શાળાઓમાં કરવી જોઈએ પણ અમુક અમુક અભ્યાસક્રમો તેમ જ વિશ્વવિદ્યાલયની તૈયારીના વર્ગો સિવાય એ વિષયો ફરજિયાત ન હોવા જોઈએ.

પ્રાંતીય ભાષાઓમાં મેં પંજાબીનો અને પુસ્તુનો ઉલ્લેખ કર્યો છે. હું માનું છું કે એ ભાષાઓમાં પ્રાથમિક શિક્ષણ આપવું જોઈએ પણ એમાં ઉચ્ચ કેળવણી કેટલે અંશે આપી શકાય એમ છે એ શંકા પડતી વાત છે અને તેનો વિચાર કરવો જોઈએ, કારણ, એ ભાષાઓ જોઈએ એટલી આગળ વધેલી નથી. કદાચ એ પ્રદેશોમાં ઉચ્ચ કેળવણી માટે હિંદુસ્તાની જ સારામાં સારું સાધન થઈ પડશે.

## ૧૪

## સર્વસંમત મુદ્દાઓનો અમલ કરવા માંડો

અનધિકાર ચેષ્ટાનું સાહસ વહોરી લઈને મેં પ્રાથમિકથી માંડીને ઉચ્ચ શિક્ષણ સુધીની બાબતોને લગતી અનેક સૂચનાઓ કરી છે. મેં જે લખ્યું છે તેની ટીકા કરવાનું અને તેમ કરવામાં રહેલી મુશ્કેલીઓ બતાવવાનું કામ સહેલું છે, કારણ, હું કંઈ કેળવણીનો કે ભાષાનો નિષ્ણાત નથી. પણ કદાચ હું નિષ્ણાત નથી એ વસ્તુ જ મારા લાભમાં હશે, કારણ એને લીધે જ હું સામાન્ય માણસની તટસ્થ દૃષ્ટિએ એ પ્રશ્નનો વિચાર કરી શકું છું. વળી હું એ સ્પષ્ટ કરવા માગું છું કે હું આ નિબંધમાં સમગ્ર કેળવણીના મહત્ત્વના અને મુશ્કેલ પ્રશ્નની ચર્ચા કરતો નથી. હું કેવળ એની ભાષાને લગતી બાજુનો જ વિચાર કરું છું. જ્યારે આપણે કેળવણીના આખા પ્રશ્નનો વિચાર કરીશું ત્યારે આપણે કેવા પ્રકારનું રાજ્ય અને કેવા પ્રકારનો સમાજ સ્થાપવા માગીએ છીએ તેને ખ્યાલમાં રાખીને વિચાર કરવો પડશે; તે લક્ષ્યને નજરમાં રાખીને આપણે લોકોને કેળવવા પડશે; આપણા નાગરિકો કેવા હશે અને તેઓ કયા ધંધા કરશે એનો આપણે નિર્ણય કરવો પડશે; તેમના જીવન અને ધંધાઓ સાથે આપણે કેળવણીને બંધબેસતી કરવી પડશે; તેમના ખાનગી, સામાજિક તેમ જ જાહેર જીવન વચ્ચે આપણે મેળ અને સમતોલપણું ઉત્પન્ન કરવું

પડશે. આજની દુનિયામાં આપણે પોતાનું સ્થાન લેવું હશે તો આપણે ઔદ્યોગિક અને વૈજ્ઞાનિક તાલીમ ઉપર પુષ્કળ વધારે ભાર દેવો પડશે. આ બધું અને બીજું ઘણું ઘણું આપણે કરવું પડશે અને તેમ કરવા માટે આજની ધારેલું કામ ન આપનારી નકામી અને મથાળે ભારે બની ગયેલી શિક્ષણપદ્ધતિને ઉથલાવી નાખીને વધુ સંગીન પાયા ઉપર તેની નવેસરથી રચના કરવી પડશે.

પણ હાલ તુરત આપણે આપણી ચર્ચાને ભાષાના સવાલ પૂરતી મર્યાદિત રાખીએ અને તે સંબંધમાં કંઈક સર્વસંમત નિર્ણય ઉપર આવીએ. એ પ્રશ્નની વિશાળ દૃષ્ટિએ વિચારણા થાય એ હેતુથી મેં આ નિબંધ લખ્યો છે. મેં ચર્ચેલા સામાન્ય સિદ્ધાંતોની બાબતમાં આપણે એકમત થતા હોઈએ તો તેને વહેવારમાં ઉતારવાનું કામ મુશ્કેલ નથી. કહેવાના પ્રાંતિક સ્વરાજ્ય છતાં એ સિદ્ધાંતોમાંના ઘણાખરા વહેવારમાં મૂકી શકીએ એવી સ્થિતિમાં આપણે નથી. આપણી પાસે નાણાં નથી અને આપણા હાથ અનેક રીતે બંધાયેલા છે. પણ જેટલે અંશે આપણા સિદ્ધાંતોને આપણે અમલમાં મૂકી શકીએ એમ હોય તેટલે અંશે મૂકવા જોઈએ.

એવું પણ બને કે મેં કરેલી કેટલીક સૂચનાઓની બાબતમાં આપણે બધા એકમત થઈએ અને બીજીની બાબતમાં આપણી વચ્ચે મતભેદ રહે. આપણે કઈ કઈ બાબતમાં એકમત છીએ એ જાણી લઈએ તે પછી ચર્ચા અને વિવાદના મુદ્દાઓ ઓછા થઈ જશે અને આપણે તેમનો અલગ અલગ વિચાર કરી શકીશું.

વધુમાં મારે એટલું કહેવું છે કે ભાષાવાર પ્રદેશો અને પ્રાંતની ભાષાનો મેં વારંવાર ઉલ્લેખ કર્યો છે એટલે પ્રાંતો અને ભાષાના પ્રદેશો વચ્ચે મેળ રાખવો પડશે.

# ૧૫

# સાર

વિચારવાનું સુગમ થાય એટલા માટે હું મારી કેટલીક મુખ્ય સૂચનાઓ નીચે આપું છું.

**સરકારી કામકાજની તેમ જ કેળવણીની ભાષા પ્રાંતભાષા**

૧. આપણું જાહેર કામકાજ પ્રાંતભાષામાં ચાલવું જોઈએ અને કેળવણી પણ એ જ ભાષામાં અપાવી જોઈએ. આ કામને સારુ નીચેની હિંદની ભાષાઓનો સત્તાવાર રીતે સ્વીકાર કરવામાં આવે: હિંદુસ્તાની (હિંદી તેમ જ ઉર્દૂ), બંગાળી, ગુજરાતી, મરાઠી, તામિલ, તેલુગુ, કન્નડ, મલયાળી, ઉડિયા, આસામી, સિંધી, અને કેટલેક અંશે પુશ્તુ તથા પંજાબી.

**લિપિ વિષે**

૨. હિંદુસ્તાની બોલનાર પ્રદેશમાં હિંદી તેમ જ ઉર્દૂ (તેમની લિપિઓ સાથે) બંનેનો સત્તાવાર રીતે સ્વીકાર કરવામાં આવે. જાહેરનામાં બંને લિપિમાં નીકળવાં જોઈએ. અદાલત કે સરકારી કચેરીને કાગળ લખતાં માણસ એમાંથી ગમે તે લિપિ વાપરી શકે; એને બીજી લિપિમાં લખેલી નકલ પહોંચાડવાનો હુકમ ન થવો જોઈએ.

૩. હિંદુસ્તાની બોલનારા પ્રદેશમાં સરકારી કેળવણીનું વાહન હિંદુસ્તાની હોઈ બંને લિપિ સ્વીકારાશે ને વાપરી શકાશે. દરેક વિદ્યાર્થી કે તેનાં માબાપ લિપિની પસંદગી કરશે. વિદ્યાર્થીઓને બંને લિપિ શીખવાની ફરજ નકી પાડવામાં આવે પણ હાઈસ્કૂલમાં એમને એ શીખવાનું ઉત્તેજન આપી શકાય.

**રાષ્ટ્રભાષા — હિંદુસ્તાની**

૪. હિંદુસ્તાની (બંને લિપિમાં લખાતી)ને અખિલ ભારતની રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવામાં આવશે એટલે આખા હિંદુસ્તાનમાં કોઈ પણ માણસને કોઈ અદાલત કે સરકારી કચેરીને હિંદુસ્તાની

(એમાંથી ગમે તે લિપિમાં લખેલી)માં કાગળ લખવાની છૂટ રહેશે ને તેને એની બીજી લિપિ કે ભાષામાં લખેલી નકલ આપવાની ફરજ પાડવામાં નહીં આવે.

## લિપિઓને એકરૂપ બનાવવાની કોશિશ

૫. દેવનાગરી, બંગાળી, ગુજરાતી અને મરાઠી લિપિઓનું એકીકરણ કરવાનો અને છાપવામાં, ટાઈપ કરવામાં ને આધુનિક યાંત્રિક સાધનોમાં કામ લાગે એવી સંયુક્ત લિપિ પેદા કરવાનો પ્રયત્ન થવો જોઈએ.

૬. સિંધી લિપિને ઉર્દૂ લિપિમાં ભેળવી દેવી જોઈએ, અને ઉર્દૂ લિપિને બની શકે એટલી છાપવામાં, ટાઈપ કરવા વગેરેમાં કામ લાગે એવી રીતે સાદી બનાવવી જોઈએ.

૭. દક્ષિણ ભારતની લિપિઓને દેવનાગરીને મળતી બનાવવાની શક્યતા કેટલી છે એનો વિચાર કરવો જોઈએ અને એ શક્ય ન લાગે તો પછી તામિલ, તેલુગુ, કન્નડ અને મલયાળી એ દક્ષિણ ભારતની ભાષાઓને માટે એક સમાન લિપિ યોજવાનો પ્રયત્ન કરવો જોઈએ.

રોમન લિપિના અનેક લાભ હોવા છતાં, ઓછામાં ઓછું અત્યારે આપણી ભાષાઓને માટે એ લિપિનો વિચાર આપણાથી થઈ શકે એમ નથી. એટલે આપણી પાસે બે લિપિઓ હોવી જોઈએ: એક તો સંયુક્ત નાગરી–બંગાળી–ગુજરાતી–મરાઠી; અને ઉર્દૂ–સિંધી: અને જરૂર જણાય અને દક્ષિણ ભારતની લિપિઓ દેવનાગરીને મળતી ન બનાવી શકાય તો દક્ષિણ ભારતની ભાષાઓ માટે એક લિપિ.

## હિંદી અને ઉર્દૂ પ્રવાહનો મેળ

૯. હિંદુસ્તાની ભાષા બોલનાર પ્રદેશમાં હિંદી અને ઉર્દૂમાં જુદા જુદા પ્રવાહમાં વહેવાનું ને વિકસવાનું જે વલણ દેખાય છે તેથી ભડકવાની જરૂર નથી, તેમ જ એમાંથી એકેના વિકાસમાં અંતરાય નાખવાની જરૂર નથી. ભાષામાં નવા અને વધારે કઠણ અને ગહન

વિચારોનો પ્રવેશ થાય એટલે આ વસ્તુ કેટલેક અંશે બને એ સ્વાભાવિક છે. એમાંથી એકનો વિકાસ થશે તો એથી ભાષાની સમૃદ્ધિ વધશે. આગળ જતાં જેમ જગતના પ્રવાહો અને રાષ્ટ્રવાદનું દબાણ આ દિશામાં વધશે તેમ બેની વચ્ચે મેળ સધાશે અને લોકશિક્ષણને લીધે પણ એમાં અમુક પ્રમાણમાં એકધારાપણું ને સમાનતા આવશે.

### આમજનતા એ જ પાયો

૧૦. ભાષા (હિંદી, ઉર્દૂ કે બીજી હિંદી ભાષાઓ) વાપરતાં જનસમૂહ તરફ નજર રાખવી જોઈએ ને તેઓ સમજી શકે એવી ભાષા બોલવી જોઈએ એ વસ્તુ પર આપણે ભાર મૂકવો જોઈએ. આમવર્ગના લોકો સમજી શકે એવી સાદી ભાષામાં લેખકોએ લખવું જોઈએ ને જે પ્રશ્નો આમવર્ગના જીવનને સ્પર્શ કરે છે તેની ચર્ચા તેમણે કરવી જોઈએ. દરબારી તેમ જ આડંબરી શૈલી અને જડબાંતોડ શબ્દોના વાપરને ઉત્તેજન ન આપવું જોઈએ અને સાદી જોરદાર શૈલી ખીલવવી જોઈએ. એના બીજા લાભ તો છે જ પણ ઉપરાંત એનાથી હિંદી અને ઉર્દૂનો મેળ પણ સધાશે.

### બુનિયાદી હિંદુસ્તાની

૧૧. બુનિયાદી અંગ્રેજીના ધોરણ પર બુનિયાદી હિંદુસ્તાની ખીલવવી જોઈએ. આ ભાષા સાદી હોય, એમાં વ્યાકરણ નહીં જેવું હોય ને હજારેક શબ્દોનો ભંડોળ હોય. એ ભાષા સંપૂર્ણ હોવી જોઈએ, બધા સામાન્ય ભાષણ અને લખાણને માટે કામ લાગે એવી હોવી જોઈએ અને છતાં એ હિંદુસ્તાનીના ચોકઠાની અંદર જ બેસાડેલી અને એ ભાષાના વધારે અભ્યાસને માટે આરંભરૂપ હોવી જોઈએ.

### વિજ્ઞાનની અને બીજી પરિભાષા

૧૨. આવી બુનિયાદી હિંદુસ્તાની ખીલવવા ઉપરાંત આપણે હિંદુસ્તાની (હિંદી અને ઉર્દૂ બંને)માં અને બની શકે તો હિંદની બીજી ભાષાઓમાં પણ વાપરવાની વૈજ્ઞાનિક, ઔદ્યોગિક, રાજકીય અને વેપારી પરિભાષા નક્કી કરવી જોઈએ. જ્યાં જરૂર પડે ત્યાં

આવા શબ્દો વિદેશી ભાષાઓમાંથી લઈને જેવા ને તેવા આપણે ત્યાં દાખલ કરવા જોઈએ. આપણી પોતાની ભાષાઓમાંથી એવા બીજા શબ્દોની યાદીઓ બનાવવી જોઈએ, જેથી ઉદ્યોગ, વિજ્ઞાન અને એવા બીજા વિષયોમાં આપણી પાસે ચોક્કસ અર્થ સૂચવનારા અને સર્વ ભાષામાં સમાન એવા શબ્દોનું ભંડોળ તૈયાર થાય.

## કેળવણીનું વાહન

૧૩. સરકારી કેળવણીનું ધોરણ એવું હોવું જોઈએ કે કેળવણી વિદ્યાર્થીની જન્મભાષામાં અપાય. દરેક ભાષાવાર પ્રાંતમાં પ્રાથમિકથી માંડીને યુનિવર્સિટી લગીનું શિક્ષણ તે તે પ્રાંતની ભાષામાં અપાય. દરેક પ્રાંતમાં જેમની જન્મભાષા બીજી કોઈ હિંદની ભાષા હોય એવા વિદ્યાર્થીઓની સંખ્યા પૂરતી હોય તો તેમને તેમની જન્મભાષામાં પ્રાથમિક કેળવણી મેળવવાનો હક્ક રહેશે; માત્ર તેઓ કોઈ સગવડ ભરેલા મથકની ઠીક ઠીક નજીક રહેતા હોવા જોઈએ. એ સંખ્યા જો પૂરતી મોટી હોય તો એમને હાઈસ્કૂલની કેળવણી પણ એમની જન્મભાષામાં આપવાનું બની શકે. પણ એવા બધા વિદ્યાર્થીઓએ જે પ્રાંતમાં પોતે રહેતા હોય ત્યાંની ભાષા ફરજિયાત વિષય તરીકે જાણવી પડશે.

## અભ્યાસક્રમમાં હિંદુસ્તાની

૧૪. હિંદુસ્તાની ન બોલનાર પ્રદેશમાં બુનિયાદી હિંદુસ્તાની હાઈસ્કૂલોમાં શીખવવી જોઈએ અને તે કઈ લિપિ દ્વારા શીખવી એ શીખનારની મરજી પર છોડવું જોઈએ.

## ઉચ્ચ શિક્ષણનું વાહન

૧૫. યુનિવર્સિટીની કેળવણી પ્રાંતની ભાષા મારફતે અપાવી જોઈએ. હિંદુસ્તાની (એમાંથી ગમે તે લિપિમાં) અને એક વિદેશી ભાષા ફરજિયાત શીખવાવી જોઈએ. વધારાની ભાષાઓ ફરજિયાત શીખવાનો આ નિયમ ઊંચા ઔદ્યોગિક શિક્ષણને લાગુ ન પડવો જોઈએ, જોકે એમાં પણ અનેક ભાષાઓનું જ્ઞાન હોય એ ઇષ્ટ છે.

## વિદેશી ભાષાઓનું શિક્ષણ

૧૬. વિદેશી ભાષાઓ તેમ જ આપણી પ્રાચીન ભાષાઓ શીખવવાની સગવડ આપણી હાઈસ્કૂલોમાં કરવી જોઈએ; પણ અમુક ખાસ અભ્યાસક્રમને માટે અથવા તો યુનિવર્સિટીના શિક્ષણની તૈયારી કરવી હોય તે સિવાય એ વિષયો ફરજિયાત ન રખાવા જોઈએ.

## તરજુમા

૧૭. વિદેશી સાહિત્યોમાંથી પ્રાચીન અને આધુનિક સુંદર ગ્રંથોના અનુવાદ હિંદની ભાષાઓમાં થવા જોઈએ, જેથી આપણી ભાષાઓનો બીજા દેશના સંસ્કારો, સાહિત્યો ને સામાજિક પ્રવૃત્તિઓ સાથે સંસર્ગ સધાય ને તેને લીધે આપણી ભાષાઓની શક્તિ વધે.

અલ્લાહાબાદ
જુલાઈ ૨૫, ૧૯૩૭

# પરિશિષ્ટ

વડા પ્રધાન તરીકે નહીં પણ એક લેખક અને ભાષાના સવાલમાં ઊંડો રસ લેનાર તરીકે આ લેખ મેં લખ્યો છે. ભાષાના સવાલની એક રાજકીય બાજુ અને કમનસીબે બીજી કોમી બાજુ છે. એ બન્નેને કારણે મને એમાં રસ છે. આમ છતાં એ સવાલની વધારે વ્યાપક એવી સંસ્કૃતિને અંગેની બાજુ ઘણી વધારે મહત્ત્વની છે.

કોઈ પણ ભાષાનો હું પંડિત નથી છતાં ભાષાના સૌંદર્ય પર, તેના વાક્યખંડોના સંગીત પર અને તેના શબ્દોમાં રહેલા સામર્થ્ય તેમ જ જાદુ પર મને સ્વાભાવિક પ્રેમ છે. લગભગ બીજી કોઈ પણ બાબતના કરતાં કોઈ પણ એક રાષ્ટ્રના ચારિત્ર્યનું પારખું આપણને તેની ભાષા પરથી વધારે મળી શકે એમ હું માનું છું. ભાષા સામર્થ્યવાળી અને જુસ્સાદાર હોય તો તે બોલવાવાળી પ્રજા પણ તેવી જ હશે; જો તે પ્રમાણમાં ઉપરચોટિયા, વધારેપડતા શણગારવાળી આડંબરી અને અટપટી હશે તો તે બોલનારી પ્રજામાં એ લક્ષણો જોવાનાં મળશે.

અલબત્ત, વધારે સાચી રીતે એમ કહેવું જોઈએ કે પ્રજાનાં લક્ષણો તેની ભાષામાં જોવાનાં મળે છે કેમ કે પ્રજા ભાષાને પેદા કરે છે ને ઘડે છે. છતાં ભાષા વડે પ્રજા ઘડાય છે એ વાતમાં પણ થોડું તથ્ય છે. ભાષા ચોક્કસ હશે તો તે બોલનારી પ્રજાના વિચારો ચોક્કસ થશે. શબ્દો કે વાક્યોના અર્થમાં ચોકસાઈ કે સ્પષ્ટતા નથી હોતી ત્યારે તેમાંથી વિચારમાં અને છેવટે તેને પરિણામે કાર્યમાં ગોટાળો નીપજે છે.

### ભાષાનું બળ ને તેની ખિલવણી

ભાષાને લોખંડી ચોકઠામાં પૂરી દીધી હોય અને તેમાં પ્રગતિકારી ફેરફારોને માટે બારીબારણાં ન રાખ્યાં હોય છતાં સંભવ છે કે તે અર્થમાં

ચોક્કસ અને છટાદાર હોય; પણ એવી બોલી કાયમ પલટાતા રહેતા વાતાવરણથી અળગી પડી જશે ને આમજનતા સાથે તેનો સંપર્ક નહીં રહે. આમાંથી આખરે તે ભાષાની શક્તિ મંદ પડવા માંડે છે અને તેમાં અમુક પ્રકારનું કૃત્રિમપણું પેસી ગયા વિના રહેતું નથી. કોઈ પણ સંજોગોમાં આ સ્થિતિ સારી ન કહેવાય, પણ આજના ઝપાટાભેર પલટાતા જતા જમાનામાં આપણી આજુબાજુ લગભગ બધી ચીજો પલટાતી જાય છે ત્યારે ભાષાને એવા ચોકઠામાં પૂરી દેવાથી તે ચેતનવિહોણી જડ બની જાય.

પાછળના જમાનામાં વપરાતી આવેલી રાજદરબારી ભાષાઓમાં વખાણવા જેવું ઘણું હતું પણ આજના લોકશાહી જમાનાને એ અનુકૂળ નથી કેમ કે આજે આપણે આખીયે આમજનતાને કેળવવાની નેમ રાખીએ છીએ. એથી, ભાષાએ આજે બે કામ આપવાં જોઈએ: તેના અસલ ધાતુઓ પર તેનો આધાર હોય છતાં સાથે સાથે તે જમાનાની વધતી જતી જરૂરિયાતો મુજબ ખીલતી રહે ને વધતી રહે; અને તેથી અસલમાં તે સાહિત્યકારોના કોઈક એક નાના વાડાની ટોળીની નહીં, પ્રજાના આમસમૂહની ભાષા હોવી જોઈએ.

વળી, આજે વિજ્ઞાનના, યંત્રવિદ્યાના અને આખી દુનિયા સાથેના વહેવારનો જમાનો ચાલે છે એટલે આ બધી બાબતો વધારે જરૂરની છે. બની શકે તેટલા પ્રમાણમાં વિજ્ઞાનના અને ખાસ શાસ્ત્રોના શબ્દો એ ભાષામાં બીજી ભાષાઓના જેવા જ અથવા તેના તે જ રાખવા જોઈએ. આ બધી વાતનો અર્થ એવો થયો કે ભાષા સંગ્રાહક હોવી જોઈએ, જેથી પોતાના સામાન્ય બંધારણમાં સમાઈ શકે એવા બહારના એકેએક શબ્દને સ્વીકારી શકે. અલબત્ત, ભાષાના પોતાના બંધારણની અનુકૂળતાને ખાતર એવા શબ્દમાં સહેજસાજ રૂપાંતર કરી શકાય.

## સંસ્કૃત વગેરે પ્રાચીન ભાષાઓ

સંસ્કૃત વગેરે પ્રાચીન ભાષાઓનો માનવસમાજના વિકાસમાં ઘણો મોટો ફાળો છે. આમ છતાં સાથે સાથે એ ભાષાઓએ પ્રજાની બોલીઓની ખિલવણીને રૂંધી છેયે ખરી. વિદ્વાનો પ્રજાના વહેવારની

પ્રાકૃત બોલીને બદલે સંસ્કૃત જેવી પ્રાચીન ભાષામાં જ વિચારો કરતા અને લખતા તેથી સામાન્ય પ્રજાની ભાષાની સાચી કેળવણી કે ખિલવણી ન થઈ. યુરોપમાં છેક ઈસ્વી સનની સોળમા સદી સુધી ત્યાંની પ્રજાની બોલીઓની ખિલવણીમાં લૅટિન ભાષા આડી આવતી હતી. અહીં હિંદમાં સંસ્કૃતનો એવો જબરો દોર ચાલતો હતો કે આખરે આપણા જુદા જુદા પ્રાંતોની ભાષાઓ બની તે પ્રાકૃતો બિચારી પ્રમાણમાં વણખીલી રહી ને તેમનો વિકાસ ન થયો. ત્યાર પછીના જમાનામાં પાછળથી હિંદના મોટા ભાગમાં વિદ્વાનોની ભાષા ફારસી બની અને એથીયે હિંદના કેટલાક ભાગોમાં પ્રજાની ભાષાના વિકાસમાં બાધા થઈ.

### અંગ્રેજી ન ચાલે

અહીં હિંદમાં આપણે આપણી મહાન પ્રાંતિક ભાષાઓનો વિકાસ કરવાને બંધાયા છીએ તે તદ્દન વાસ્તવિક છે. આમ છતાં આખા હિંદના વહેવારને માટે એક અખિલ હિંદ ભાષા પણ આપણે જોઈએ. હું માનું છું કે અંગ્રેજીનું આજે દુનિયામાં વિશેષ સ્થાન છે અને તેનું જ્ઞાન આપણે ત્યાં બહોળા પ્રમાણમાં ફેલાયેલું છે એ બંને કારણોને લઈને આપણી ભાવી પ્રવૃત્તિઓમાં તે મહત્ત્વનો ભાગ ભજવતી રહેશે છતાં તે કે બીજી કોઈ પરદેશી ભાષા અખિલ હિંદ ભાષા નહીં બની શકે. અખિલ હિંદ ભાષા તરીકે કામ આપી શકે એવી હિંદી, હિંદુસ્તાની અથવા બીજા ગમે તે નામથી ઓળખાતી એક જ ભાષા છે.

### પૂર્વગ્રહ નુકસાન કરે

આ અત્યંત મહત્ત્વના સવાલની વિચારણા કરવામાં આપણે યાદ રાખવા જેવા પાયાના મુદ્દા મેં ગણાવ્યા. આપણે કદી ન ભૂલીએ કે રાજદ્વારી દૃષ્ટિથી અથવા રાગદ્વેષના ક્ષણિક આવેગો કે પૂર્વગ્રહોની અસરથી આંધળા જેવા બની આ સવાલને અંગે ઉતાવળે કરેલો નિર્ણય ઘણુંખરું નુકસાન કરનારો નીવડશે. આપણે ભાવિનું ઘડતર કરવાનું છે અને પાયામાં જ ગફલત કરીશું તો આપણી ભાષાની

પ્રગતિ રૂંધાશે એટલું જ નહીં, સંસ્કૃતિના અને માનવપ્રગતિના વધારે વ્યાપક ક્ષેત્રમાં પણ આપણને પાછા પડવાનું થાય એવો મોટો ડર રહે છે. એથી આજની ઘડીએ આપણે ધીમે પગલે આગળ વધીએ, કોઈ પણ બાબતમાં ગાંઠ ન વાળીએ ને બધી જાતની અકડાઈથી અળગા રહીએ એ બહેતર છે. માણસોના વહેવારનું ભાષા એક સમર્થ છતાં અત્યંત નાજુક બંધારણવાળું સાધન છે કેમ કે તેનાં ઉપલી કક્ષાનાં અંગોની ખિલવણી સૂક્ષ્મ બુદ્ધિવાળાં માણસોના વહેવારને પરિણામે થાય છે પણ સામાન્ય આમજનતાના વપરાશમાંથી જ તે જોરદાર બને છે. જેમ એક ફૂલ ઊગે છે ને ખીલે છે તેમ ભાષા વિકસે છે અને તેથી બહારથી તેના પર વધારેપડતો આગ્રહનો બોજો લાદતા જતાં તેની પ્રગતિ રૂંધાય છે અથવા તેને અવળો વળ પડી જાય છે.

વસ્તુને ઓળખાવનારાં નામોના શબ્દોનો દરેકનો સ્વતંત્ર ઇતિહાસ હોય છે અને તેનાથી નામના ચોક્કસ વિશિષ્ટ અર્થની મર્યાદા બંધાય છે એટલી નામમાં રહેલી ખાસિયત સ્વીકારો તો આપણી અખિલ હિંદ ભાષાને હિંદી કે હિંદુસ્તાની ગમે તે નામ આપવાની વાતને હું બહુ મહત્ત્વની લેખતો નથી. ભાષાનું અંતરંગ કેવું છે અને તે દુનિયા તરફ કેવી રીતે નિહાળે છે એટલે કે બંધનો મૂકનારી, પોતે સંપૂર્ણ થઈ ગઈ છે એવી બુદ્ધિવાળી, સુગાળવી અને સંકુચિત છે કે એથી ઊલટાં લક્ષણોવાળી છે એ વિષે આપણા મનમાં પૂરી સ્પષ્ટતા હોવી જોઈએ. મને લાગે છે કે આપણે પેલાં લક્ષણોથી ઊલટાં લક્ષણોવાળી ભાષા મેળવવાની નેમ રાખવી જોઈએ કેમ કે એવી ભાષામાં વિકાસની ને વધવાની શક્તિ હશે. ઘણુંખરું બીજી કોઈ પણ ભાષાની સરખામણીમાં અંગ્રેજી ભાષાના બંધારણમાં આ પ્રકારની બીજી ભાષાના શબ્દો ને પ્રયોગોને સમાવી લેવાની શક્તિનું, લવચીકપણાનું અને વિકાસની ને સતત વધતા રહેવાની શક્તિનું લક્ષણ જોવાનું મળે છે. દુનિયામાં અંગ્રેજીએ એથી મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. આપણી દેશભાષા પણ દુનિયાની સામે એ જ ઢબે ખડી રહે અને તેના તરફ એ જ રીતે નિહાળે એમ હું ઇચ્છું.

## યોગ્ય દૃષ્ટિનો અભાવ

હિંદમાં આજે ભાષાના આ સવાલની જે ઢબે વિચારણા થાય છે અને તેને વિષે જે ઢબે વાદાવાદ ચાલે છે તે જોઈને મને અકળામણ તેમ જ દુઃખ થાય છે. એ વાદાવાદમાં વપરાતી દલીલોમાં ઝાઝી વિદ્વત્તા કે ઝાઝો અભ્યાસ નથી અને સંસ્કૃતિની સમજ તો એથીયે ઓછી છે. એ વાદાવાદમાં કે વિચારણામાં ભાવીની કોઈ વ્યાપક દૃષ્ટિ કે કલ્પના નથી. આજની છાપાંશાઈ ભાષાનો વિસ્તાર વધારો એટલે આપણને દેશભાષા મળી જશે એવી આપણી બુદ્ધિ હોય એમ લાગે છે. વળી, વિકૃત થયેલી રાષ્ટ્રીયતાની ભાવના આગ્રહ રાખે છે કે એ ભાષા બને તેટલી સંકુચિત અને બને તેટલાં વધારે બંધનોમાં પુરાયેલી હોય. ભાષાને વિસ્તારવાની કોઈ પણ કોશિશને આ પ્રકારની રાષ્ટ્રીયતાની સામેના ગુના સમાન લેખવામાં આવે છે. અહીં લોકો ઘણી વાર એવું માનતા લાગે છે કે અલંકારો વડે અતિશય શણગારવામાં અને લાંબા લાંબા ગૂંચવાડા ભરેલા અટપટા શબ્દો યોજવામાં ભાષાનું સૌંદર્ય સમાયેલું છે. એ ભાષામાં ક્યાંયે ઝાઝું બળ કે ગૌરવ જોવાનું મળતું નથી. એ ભાષા જોઈને મન પર અતિશય ઉપરચોટિયાપણાની અને છીછરાપણાની છાપ રહી જાય છે.

ગમે તેમ બેસાડીને એકઠા કરેલા પ્રાસવાળાં જોડકણાં એ જેમ કવિતા નથી તેમ અટપટા ને અઘરા શબ્દોનું પ્રદર્શન તે ભાષા નથી. અંગ્રેજીમાં સામાન્ય વપરાશમાં ચાલતા જાણીતા શબ્દોને માટે નવા શબ્દો બનાવવાના તાજેતરમાં થયેલા પ્રયત્નો ઘણા તરેહવાર જણાયા છે. ભાષાના ઘડતરમાં આવું ને આવું વલણ ચાલુ રહેશે તો વિચારો વ્યક્ત કરવાના એક ઉમદા સાધનનું ખરેખર ખૂન થયા વિના રહેવાનું નથી.

## આપણો ઉત્તમમાં ઉત્તમ વારસો

મને કોઈ પૂછે કે હિંદનો મોટામાં મોટો ખજાનો કયો અને તેનો ઉત્તમમાં ઉત્તમ વારસો કયો તો હું બેધડક જવાબ આપું કે સંસ્કૃત ભાષા અને સાહિત્ય અને તેમાં જે છે તે. એ જ્યાં સુધી ટકશે અને આપણા લોકોના જીવન પર તેની અસર ચાલુ રહેશે

ત્યાં સુધી હિંદની અસલ પ્રતિભા પ્રગટ થતી રહેશે. વળી, આપણને ભૂતકાળમાંથી મળેલો વારસો હોવા છતાં આટલી બધી પ્રાચીન ભાષાને અંગે નવાઈ થાય તેટલી હદ સુધી આપણે ત્યાં એની પરંપરા હજી જીવંત છે.

સંસ્કૃતના અભ્યાસને ઉત્તેજન આપવા અને એ ભાષાના દટાઈ રહેલા ને લગભગ ભુલાઈ ગયેલા સાહિત્યને શોધખોળ કરી બહાર લાવવાના કામમાં આપણા વિદ્વાનોને કામે લગાડવા હું ઇચ્છું. રાષ્ટ્રીયતાની પરાકાષ્ઠાની ભાવનાની ભાષામાં ભાષાને વિષે આપણે વાતો કરીએ છીએ છતાં ભાષાના અભિમાનની વાત ખાલી મોઢાની અને રાજકારણી હેતુઓ પાર પાડવામાં ગેરઉપયોગ કરવા પૂરતી જ હોય છે તે જોઈ ખરેખર નવાઈ થાય છે. ભાષાની સેવા જે ઢબે થવી જોઈએ તે ઢબે ઝાઝું કામ કોઈ કરતું નથી. સંસ્કૃતના ક્ષેત્રમાં શું કે બીજી આધુનિક હિંદી ભાષાઓના ક્ષેત્રમાં શું, રચનાત્મક કાર્ય થતું જવલ્લે જ જોવાનું મળે છે. ગભાણમાં સૂતેલા કૂતરાની નીતિ અખત્યાર કરી આપણે બીજો કોઈ ભાષાની ખિલવણીનો પ્રયાસ કરે તે પસંદ કરતા નથી અને છતાં જાતે તે માટે કંઈ પણ કરવા માગતા નથી. આખરે ભાષા તેને અમુક દરજ્જો આપી દેવામાં આવશે કે તેને માટે કોઈક ઠરાવ કરવામાં આવશે તેથી નહીં, ખુદ તેની પોતાની લાયકાતને જોરે જ ખીલશે ને પ્રગતિ કરશે. એટલે ભાષાના ગુણ કેળવવા, વહેવારને માટે તેને લાયક બનાવવી અને તેનું બાહ્ય નહીં પણ અંતર્ગત મૂલ્ય વધારવાના પ્રયાસમાં મંડ્યા રહેવું એ જ તેની સાચી સેવા છે.

સંસ્કૃત ભાષા ગમે તેટલી મહાન હશે અને તેનો અભ્યાસ વધારવાની આપણને ગમે તેટલી લગની હશે તોયે હવે તેને જીવંત ભાષાને દરજ્જે મૂકવાનું બની શકે એવું નથી. પહેલાં તે જેમ આપણી ઘણીખરી ભાષાઓનો પાયો અને અંતર્ગત પદાર્થ હતી તેવી જ આજે રહેવી જોઈએ. આપણા વિકાસમાં એ અનિવાર્ય છે. પરંતુ સંસ્કૃતિનો આ દરજ્જો વધારે મજબૂત કરવાની ખાસ

કોશિશ કરવાનું અનિવાર્ય નથી તેમ જ ઇષ્ટ પણ નથી કેમ કે તેમાં માઠાં પરિણામ આવે એવો સંભવ રહે છે.

### ફારસીનું સ્થાન

આપણી કેટલીક પ્રાંતિક ભાષાઓના અને તેમાંયે ખાસ કરીને હિંદુસ્તાનીના વિકાસમાં પાછલા થોડા સૈકા દરમિયાન ફારસી ભાષાએ મહત્ત્વનો ફાળો આપ્યો છે અને આપણી વિચારો કરવાની રીતિ ઉપર પણ તેની અમુક અંશે અસર થયેલી છે. આ આપણી કમાણી ગણાય અને તેટલા પ્રમાણમાં આપણી સમૃદ્ધિ વધી લેખાય. યાદ રાખવા જેવી બીના એવી છે કે ફારસીના કરતાં સંસ્કૃતની વધારે નજીક કોઈ ભાષા નથી એટલું જ નહીં, વેદની સંસ્કૃત ને પ્રાચીન પહેલવી વેદની સંસ્કૃત ને સાહિત્યની સંસ્કૃતના કરતાં પણ પરસ્પર વધારે નજીક છે.

આમ સંસ્કૃત ને ફારસી સરળતાથી એકબીજીના ક્ષેત્રમાં અમુક અંશે સરળતાથી પ્રવેશ કરી શકે અને તેથી આપણી ભાષાના કે જાતિના બંધારણને જરાયે આઘાત થાય તેવું નથી. એ ગમે તેમ હોય, થોડાક સૈકાની તવારીખ અને તે દરમિયાનના પ્રજાના જીવન-વહેવારથી આપણે આજે છીએ તેવા ઘડાયા છીએ અને ઇતિહાસના એ કાર્યને નાબૂદ કરવાના પ્રયાસ મને કંઈક વાહિયાત નહીં તો ચોક્કસ બેવકૂફીભર્યો લાગે છે.

સંસ્કૃતિની દૃષ્ટિથી વિચારીએ તો ભૂતકાળના ઇતિહાસને નાબૂદ કરવાના અને તે ઇતિહાસ બન્યો તે પહેલાંના જમાનામાં પાછા પહોંચવાના પ્રયાસનો અર્થ આપણા કબજામાંના સંસ્કૃતિના વારસાને છોડી દેવાનો થાય. એથી, આપણી છતી સમૃદ્ધિ જતી કરી આપણે કંગાળ ન બનીએ. ખરી રીતે આપણી નેમ આપણી સમૃદ્ધિ વધારવાની અને આપણી સંસ્કૃતિના અંતરંગને પુષ્ટ કરે તેવું બધું અંગીકાર કરવાની હોવી જોઈએ. તેથી, અત્યાર સુધીમાં આપણે આપણામાં સમાવી જે કંઈ એકરૂપ કરી લીધું હોય તેને હવે બહાર કાઢવાની કે બાદ રાખવાની કોશિશ બધી રીતે ખોટી ઠરે છે.

આ બધી બાબતો ખ્યાલમાં રાખીએ તો તેમાંથી આપોઆપ એવું ફલિત થાય છે કે આપણે અખિલ હિંદના વહેવાર માટે જે ભાષાને ઉત્તેજન આપવા માગીએ તે પૂરતી લવચીક ને સંગ્રાહક હોવી જોઈએ અને જમાનાઓ દરમિયાન સંસ્કૃતિનાં જે લક્ષણો કેળવાયાં હોય તે બધાંયે તેમાં સચવાવાં જોઈએ. વળી, એ ભાષા વિદ્વાનોની એક નાનકડી વાડા જેવી ટોળીની નહીં પણ ખસૂસપણે આખાયે પ્રજાની હોવી જોઈએ; તેમાં ગૌરવ હોવું જોઈએ, તેમાં સામર્થ્ય હોવું જોઈએ અને તેમાં કૃત્રિમપણું, છીછરાપણું અને શણગારનું વલણ પેસી ન જાય તે માટે હમેશ પૂરો પ્રયત્ન જારી રહેવો જોઈએ.

આ ભાષાનો પાયો અને તેના શબ્દો તેમ જ પ્રયોગો વગેરેનું તેનું અંતરંગ મોટે ભાગે સંસ્કૃતમાંથી આવેલું હશે એ બીના અનિવાર્ય છે છતાં બીજા કોઈ પણ મૂળમાંથી ને ખાસ કરીને ફારસી ઉપરાંત અંગ્રેજી તેમ જ બીજી પરદેશી ભાષાઓમાંથી તે ગમે તેટલા શબ્દો, વાક્યખંડો અને વિચારો સ્વીકારશે ને પોતાની સાથે એકરૂપ કરી લેશે. વિજ્ઞાનની પરિભાષાના શબ્દોમાંથી આપણા લોકોના વહેવારમાં જે શબ્દો ચાલુ થઈ ગયા હોય તે બધાયે આપણે સૌથી પહેલાં સ્વીકારી લેવા જોઈએ. નવા શબ્દો યોજવામાં પણ લોકોના સામાન્ય વપરાશના શબ્દો અને લોકોની સમજ સાથે બની શકે તેટલો મેળ રાખવાનો આપણો પ્રયત્ન હોવો જોઈએ અને શાસ્ત્રીય પરિભાષાના શબ્દોની બાબતમાં દુનિયાની જે એક ભાષા આજે નિર્માણ થતી જાય છે તેનાથી જુદા પડવાનો પ્રયત્ન ન હોવો જોઈએ.

## પાયાનું શબ્દભંડોળ

સારી પેઠે જાણીતા થયેલા, સામાન્ય ગણાય એવા અને લોકો જેમને સામાન્યપણે વાપરતા હોય એવા કહો કે આસરે ૩૦૦૦ પાયાના શબ્દો એકઠા કરવા જોઈએ. એમાં એક જ અર્થના કે એક જ વિચાર વ્યક્ત કરતા બે શબ્દો સામાન્ય પ્રચારમાં હોય

તો બન્ને લેવા. અખિલ હિંદ વહેવારની ભાષા શીખવાની ઇચ્છા રાખનાર હરેક જણે આ પાયાનું શબ્દભંડોળ શીખી લેવું જોઈએ.

ઉપર બતાવેલે ધોરણે બીજી એક શાસ્ત્રીય પરિભાષાના શબ્દોની યાદી પણ તૈયાર થવી જોઈએ. અહીં મારે નિખાલસપણે કહી દેવું જોઈએ કે શાસ્ત્રોની પરિભાષાને અંગે યોજવામાં આવતા ઘણા નવા શબ્દો એવા કંઈ અસાધારણ રીતે કૃત્રિમ અને સાથેસાથ અર્થશૂન્ય હોય છે કે મને તેમને વાંચતાં કે સાંભળતાં સૂગ ચડે છે; અને કોઈને એવી લાગણી થાય તેમાં નવાઈ નથી કેમ કે એ નવા બનાવેલા શબ્દોને કોઈ પણ પ્રકારની ભૂમિકાનો આધાર હોતો નથી ને તેમનો નામનોયે પરંપરાગત ઇતિહાસ હોતો નથી.

આવી જાતની શબ્દોની બે યાદીઓ તૈયાર થાય પછી બાકીનું બધું ભાષાના સ્વાભાવિક વિકાસ પર છોડી દેવું જોઈએ. પછી કોઈ હિંદીની શુદ્ધ સાહિત્યની કહેવાય તેવી શૈલીમાં લખે કે ઉર્દૂની શુદ્ધ સાહિત્યની કહેવાય તેવી અથવા જોઈએ તો એ બેની વચ્ચેની કોઈક શૈલી ઉપજાવી કાઢી તેમાં લખે તો તેના પર કોઈ જાતનું બંધન ન રહેવું જોઈએ. આપણી આમ પ્રજામાં કેળવણીનો ફેલાવો વધતો જશે ને આપણા વાંચનારા વર્ગની સંખ્યા વધતી જશે એટલે આપોઆપ આપણા લખનારા તેમ જ ભાષણ કરનારા લોકો પર તેની અસર થયા વિના રહેવાની નથી. આ પ્રક્રિયામાંથી ક્રમે ક્રમે આસ્તે આસ્તે એક સમર્થ અને ઉમદા ભાષા પ્રગટ થશે ને ઉપરથી લાદવામાં આવેલી કોઈ પણ જાતની ફરજ વિના જ વિસ્તાર પામશે.

### શબ્દકોશની જરૂર

ભાષાને વિષે આપણે આટલી બધી ચર્ચા કરીએ છીએ છતાં સાચી રીતે શબ્દકોશ કહી શકાય એવા કોશ આપણે ત્યાં ભાગ્યે જ જોવાના મળે છે એના જેવી બીજી નવાઈ હશે ખરી? દુનિયાની કોઈ પણ મહાન ભાષાને નિહાળો. તેમાં કેટલાયે શબ્દકોશો ને જ્ઞાનકોશો ને એવું બાજું સાહિત્ય હોય છે! ભાષાને વિષે આપણે

કંઈક એવી કસોટી અખત્યાર કરી લાગે છે કે અદાલતની દીવાલો વચ્ચે ને નિશાળોનાં પાઠ્યપુસ્તકોમાં ચાલતી હોય તેનું નામ ભાષા. આપણા શબ્દકોશો પણ નિશાળનાં છોકરાંઓને માટે જ ક્યાં તૈયાર કરવામાં નથી આવતા? તેથી ભાષાની ખિલવણીને માટે વિદ્વત્તાયુક્ત તેમ જ બધા શબ્દોને સમાવી લેનારા સંસ્કૃતના તેમ જ આધુનિક ભાષાઓના શબ્દકોશ તૈયાર કરવાનું કામ સૌથી પહેલું હાથ પર લેવું જોઈએ.

આ પહેલાં હું જણાવી ગયો છું તેમ ખરી ગણતરી ભાષાના નામની નહીં પણ તેના અંતરંગની છે. આપણી અખિલ હિંદ વહેવાર માટેની ભાષાનું અંતરંગ કેવું હોય તે વિષે મેં જે કંઈ ઉપર દર્શાવ્યું છે અને આજે આપણે ત્યાં શબ્દોનો ઉપયોગ જે અર્થમાં કરવામાં આવે છે તે પરથી જોતાં મારી પસંદગી પ્રમાણેના અંતરંગવાળી ભાષાને માટે હિંદુસ્તાની નામ વધારેમાં વધારે બંધ-બેસતું આવે છે.

## લિપિ

લિપિની બાબતમાં સ્પષ્ટ છે કે નાગરી મુખ્ય લિપિ રહેશે. પરંતુ આ બાબતમાં પણ મારે સ્પષ્ટ કરવું જોઈએ કે સંસ્કૃતિની તેમ જ રાજકારણની એમ બન્ને દૃષ્ટિથી સુગાળવાપણાની વૃત્તિ રાખવી એ ખોટું છે એમ માનતો હોવાથી મને લાગે છે કે ઉર્દૂ લિપિને પણ દેશભાષાની લિપિ તરીકે સ્વીકારવી જોઈએ અને જ્યાં લોકો તે શીખવાની માગણી કરે ત્યાં શીખવવી જોઈએ. બધા લોકોને બન્ને લિપિ શીખવાનું આપણે ન કહી શકીએ. એમ બહુ મોટો બોજો થાય. પરંતુ તે છતાં ઉર્દૂ લિપિને રાષ્ટ્રભાષાની લિપિ તરીકે ખાસ કરીને સરકારી કચેરીઓ વગેરેમાં દસ્તાવેજો અને એવાં બીજાં ખત રજૂ કરવાને માટે અને પૂરતી સંખ્યામાં શીખવા માગનારા હોય ત્યાં શીખવવાને માટે સ્વીકારવી જોઈએ. ભાષાને અંગે કોંગ્રેસમાં તેમ જ બંધારણસભામાં જે એવી નીતિ જાહેર કરવામાં આવી છે કે દરેક બાળકને તેની માતૃભાષામાં પ્રાથમિક કેળવણી આપવી સિવાય કે કોઈક એક જગ્યાએ આ દરખાસ્તમાં અમલમાં મૂકવાને જરૂરી

સંખ્યાનાં બાળકો ન હોય, તે નીતિની સાથે પણ લિપિને લગતી આ વાત બંધબેસતી આવે છે. આમ મુંબઈમાં, કલકત્તામાં અથવા દિલ્હીમાં તામિલ ભાષા બોલનારાં બાળકો પૂરતી સંખ્યામાં હોય તો ત્યાં તેમને પોતાની પ્રાથમિક કેળવણી તામિલ ભાષામાં મળે એવી સગવડ મળવી જોઈએ. હિંદના કોઈ પણ ભાગમાં જેમની ઘરની બોલી ઉર્દૂ હોય એવાં બાળકો પૂરતી સંખ્યામાં હોય તો તે પ્રાંતની ભાષા ઉપરાંત તેમને ઉર્દૂ લિપિ શીખવવી જોઈએ.

આ સિદ્ધાંત મંજૂર રાખવામાં આવેલો હોઈ એનો વહેવારમાં અમલ બને તેટલો જલદી કરવો ઇષ્ટ છે. આવી બાબતોને અંગે અત્યારના સંજોગોમાં ખાસ કરીને જ્યાં પાસે પાસે આવેલા બે પ્રાંતોની સરહદો મળે છે તે વિસ્તારોમાં ઘણી મુસ્કેલી ઊભી થાય છે. સરહદની બન્ને બાજુ બબ્બે ભાષા બોલનારા લોકોના વિસ્તારો હોય છે. બીજાં સ્થળો અથવા વિસ્તારોના કરતાં પણ આવા વિસ્તારોમાં બાળકને તેની માતૃભાષામાં પ્રાથમિક કેળવણી મળે એ જરૂરી છે.

## રોમન લિપિ

વ્યાપક પ્રમાણમાં રોમન લિપિ આપણે અખત્યાર કરી શકીએ એવું મને નથી લાગતું. છતાં યાદ રાખવા જેવું છે કે લશ્કરમાં રોમન લિપિનો ઉપયોગ થતો આવ્યો છે ને તેનું પરિણામ સારું આવ્યું છે. રોમન લિપિ શીખવવાનું ઘણું સહેલું જણાયું છે અને એ લિપિએ લશ્કરમાં અમુક પ્રકારનું એકતાનું બંધન પૂરું પાડ્યું છે. તેથી, રોમન લિપિની શકયતાઓ કેટલી છે તે વિષે સંશોધન ચલાવવું ઇષ્ટ હોઈ જ્યાં બની શકે ને ચલાવવા જેવી હોય ત્યાં રોમન લિપિનો ઉપયોગ ચાલુ રહે તો ખોટું નથી.

## લેખકો અને પ્રકાશકો

આ લેખની શરૂઆતમાં જ મેં જણાવ્યું છે કે આ લેખ હું વડા પ્રધાન તરીકે નહીં પણ એક લેખક તરીકે લખું છું. એટલે લેખકોની વતી અને તેમાંયે હિંદી ને ઉર્દૂના લેખકોની વતી બે શબ્દો લખું તો વાચકો મને દરગુજર કરશે. આપણા ઉત્તમોત્તમ

અને મોટી આશા આપનારા લેખકોમાંના કેટલાકને પ્રકાશકો તરફથી જે રીતે વેઠવું પડ્યું છે, એ લેખકોનું તેમના તરફથી ઘણી વાર જે રીતે શોષણ થયું છે તે જોઈને મને ઊંડું દુઃખ થયું છે. આપણે ત્યાં છાપાંશાઈ લખાણો કરવાવાળા ફાવ્યા છે પણ શક્તિશાળી સાચા લેખકને ઝાઝી તક મળતી નથી. લેખક બીચારો ભૂખે મરતો હોય અને તેને બીજો રસ્તો ન રહ્યો હોય એવા સંજોગોમાં તેના લખાણના કુલ માલકી હક પ્રકાશકોએ લખી લીધાના હિંદી પુસ્તકોના દાખલાઓની મને માહિતી છે. એ પુસ્તકોમાંથી એ પ્રકાશકોએ સારી કમાણી કરી છે અને છતાં લેખક ભૂખે મરતો રહ્યો છે. મને લાગે છે કે આપણી સાહિત્યની દુનિયામાં આ એક વગોવાટી કાઢવા જેવો અનાચાર છે ને તે આપણા સાર્વજનિક વહેવારને લાંછનરૂપ છે. તેથી એવા પ્રકાશકોને મારી અપીલ છે કે લેખકોના કફોડા સંજોગોનો લાભ ન લેશો.

લેખકો આબાદ થશે તો જ પ્રકાશકો આબાદ થશે. લેખકને ભૂખે મરવા દેવો અથવા કંઈક કીમતી કામ કરવાના તેને માટે સંજોગો ઊભા થવા ન દેવા એ ખુદ પ્રકાશકોની દૃષ્ટિથી પણ બેવકૂફીભરેલી કામ કરવાની નીતિ છે. પરંતુ રાષ્ટ્રના હિતની દૃષ્ટિથી આ સવાલ વધારે મહત્ત્વનો છે અને તેથી આપણા શક્તિશાળી લેખકો કંઈક લેખે લાગે એવું કામ બજાવી શકે તેવા સંજોગો તેમને મેળવી આપવાની રાષ્ટ્રે સંભાળ રાખવી જોઈએ.

નવી દિલ્હી, ૧૩-૨-'૪૯

# ગાંધીજીનાં પુસ્તકો

| | કિંમત |
|---|---|
| આત્મકથા | ૨–૦–૦ |
| આરોગ્યની ચાવી | ૦-૧૦-૦ |
| એક સત્યવીરની કથા | ૦–૨–૦ |
| ગામડાંની વહારે | ૦–૨–૦ |
| ગાંધી–વાઇસરૉય પત્રવ્યવહાર | ૨–૮–૦ |
| ગીતાબોધ | ૦–૩–૦ |
| ગીતાપદાર્થકોષ | ૦–૪–૦ |
| ત્યાગમૂર્તિ | ૧–૦–૦ |
| દિલ્હી ડાયરી | ૩–૦–૦ |
| દેશી રાજ્યોનો પ્રશ્ન | ૧–૮–૦ |
| 'નીતિનાશને માર્ગે' | ૦–૬–૦ |
| મંગળપ્રભાત | ૦–૩–૦ |
| રચનાત્મક કાર્યક્રમ — તેનું રહસ્ય અને સ્થાન | ૦–૬–૦ |
| રાષ્ટ્રભાષા વિષે વિચાર | ૦-૧૨-૦ |
| વર્ણવ્યવસ્થા | ૦-૧૨-૦ |
| વ્યાપક ધર્મભાવના | ૨–૦–૦ |
| સત્યાગ્રહાશ્રમનો ઇતિહાસ | ૧–૦–૦ |
| સર્વોદય | ૦–૩–૦ |
| સો ટકા સ્વદેશી | ૧–૪–૦ |
| હિંદ સ્વરાજ | ૦-૬-૦ |
| હિંદ સ્વરાજ ( હસ્તાક્ષરમાં ) સાદું પૂઠું | ૧–૪–૦ |
| ખાદી પૂઠું | ૧-૧૨-૦ |

**નવજીવન પ્રકાશન મંદિર**
**અમદાવાદ**

# કેટલાંક ઉપયોગી પુસ્તકો

| | |
|---|---|
| મહાદેવભાઈની ડાયરી — ૧ | ૪—૮—૦ |
| મહાદેવભાઈની ડાયરી — ૨ | ૫—૮—૦ |
| જીવનનું પરોઢ | ૮—૦—૦ |
| મારી જીવનકથા — જવાહરલાલ નેહરુ | ૬—૦—૦ |
| બાપુની પ્રસાદી | ૨—૦—૦ |
| બાપુ — મારી મા | ૦-૧૦-૦ |
| શિક્ષણ અને સંસ્કૃતિ | ૧-૪—૦ |
| સત્યાગ્રહની મીમાંસા | ૩—૮—૦ |
| લોકશાહી | ૨—૦—૦ |
| આધુનિક ભારત | ૬-૦—૦ |
| શ્રાદ્ધના તેર દિવસ | ૦—૭—૦ |
| મંદિરપ્રવેશ અને શાસ્ત્રો | ૩-૦—૦ |
| ઇંદુને પત્રો | ૧-૪—૦ |
| માનવ અર્થશાસ્ત્ર | ૬—૦—૦ |
| જીવતા તહેવારો | ૨—૦—૦ |
| જીવનસંસ્કૃતિ | ૫—૦—૦ |
| સ્મરણયાત્રા | ૨—૦—૦ |
| હિમાલયનો પ્રવાસ | ૧—૪—૦ |
| આત્મરચના અથવા આશ્રમી કેળવણી | ૪—૮—૦ |
| શ્રીમદ્ભાગવત | ૩—૮—૦ |
| ભગવાન મહાવીરના દશ ઉપાસકો | ૧—૮—૦ |

**નવજીવન પ્રકાશન મંદિર**
**અમદાવાદ**

# રાષ્ટ્રભાષા વિષે વિચાર

**ગાંધીજી**

ગાંધીજી ઠેઠ સને ૧૯૦૯થી હિંદ માટે રાષ્ટ્રભાષાની જરૂર સમજ્યા હતા અને તે ભાષા હિંદુસ્તાની જ હોય એવો એમનો વિચારપૂર્વકનો પાકો મત બંધાયો હતો. એમણે એ માટે છેવટ સુધી કામ કર્યું છે. આ પુસ્તકમાં તેમનાં આપણા દેશની રાષ્ટ્રભાષાને અંગેનાં લખાણો અને ભાષણો સંઘર્યાં છે. રાષ્ટ્રભાષાના પ્રશ્નમાં રસ ધરાવનારાઓને એ ખૂબ ઉપયોગી થશે.

કિં. રૂ. ૦–૧૨–૦, ટપાલખર્ચ ૦–૨–૦